# બે બોલ

ડા. વાસુદેવશરણજીનાં વ્યાખ્યાનોનો આ અનુવાદ પૂ. નાનાભાઈની ત્રીજી પુણ્યતિથિએ લોકભારતી વતી પ્રસિદ્ધ કરતાં ગૌરવ અને આનંદ અનુભવું છું.

પૂ. નાનાભાઈ ભારતીય સંસ્કૃતિના અભ્યાસી જ નહીં પણ ઉપાસક હતા. તેમના પ્રત્યેક વેણમાં, પ્રત્યેક હલનચલનમાં ભારતીય સંસ્કૃતિની એમણે કરેલી જીવનોપાસના પ્રગટ થતી હતી. એમાંયે જે ભારતીય સંસ્કૃતિ ભારતના ગ્રામજનોમાં અક્ષુણ્ણ રહી છે તેનાં વખાણ કરતા તેઓ થાકતા નહીં. આ સંસ્કૃતિની એમની આવી ઉપાસનાએ પણ એમાં રહેલી ખામીઓ તરફ અમને આંખમીંચામણાં કરવા દીધાં ન હતાં. ધર્મે લોકને ધારણ કરવા જોઈએ અને આજે લોકો ધારણા-શક્તિ વિનાના થયા હોય તો ધર્મમાં કંઈક ખામી છે. ભારતીય સંસ્કૃતિના મૂળબીજોમાં ભલે આ ખામી ન હોય તોપણ આ ગમે ત્યાંથી આવેલી ખામીઓને ધર્મનું નામ આપવાનું તેમને સ્વીકાર્ય ન હતું. એટલે એમના સ્મરણમાં આ સંસ્કૃતિ વિષે એક બીજા મહાન અભ્યાસીનાં વ્યાખ્યાનો પ્રગટ થાય તે આનંદ આપે તેવું છે.

સદ્‌ગત કિશોરલાલભાઈએ દુનિયામાં ચાલતી ભદ્ર અને સંત એ બે સંસ્કૃતિઓ વિષે માર્મિક વિવેચન કરેલું છે. આ બે સંસ્કૃતિઓ વચ્ચે એક વિશાળ, અખંડ અને સજીવ એવી લોકસંસ્કૃતિની ભાગીરથી વહ્યા કરી છે. ભદ્રો પણ ઓછા હોય છે અને સંતો તેથીયે ઓછા હોય છે. વિશાળ જનસમુદાય આ બેમાંથી એકેમાં જઈ શકતો નથી. તેણે તો પોતાની ત્રેવડ મુજબ પોતાનો રસ્તો કાઢવાનો હોય છે. તે લોકસમુદાયની જરૂરિયાત અને મનીષાએ લોકધર્મનું સર્જન કરેલું છે. ...ાં વિદ્વત્તા કે વિધિવિધાનોની સંકુલતા નથી હોતી; પણ તેમાં નિખાલસ હૃદય, સહજ બુદ્ધિ અને સહાનુભૂતિ ધબકતાં હોય છે.

'પ્રાચીન ભારતીય યોગપ્રયોગો'ના આ વિવેચનમાં વાચકો આ મ
ઝાંખી કરશે એવી અપેક્ષા છે.

આ અનુવાદ ભાઈ યશવંતરાયે કરેલો છે તે પણ અમને ગ
વિશેષ આનંદ આપે છે. ભાઈ યશવંતરાય પણ વિદ્યાર્થી ત
અમારા ગ્રામવિદ્યાલયમાં આવ્યા અને તે પછી અહીં જ રહી ગ
તેમને હાથે આ વિષયના ગ્રંથનો અનુવાદ થાય એ પણ ઇષ્ટ યોગા
યોગ છે.

આનો અનુવાદ કરવાની અનુમતિ આપવા માટે ડૉ. વાસુદેવ
શરણજીના અમે સૌ ઋણી છીએ.

**મનુભાઈ પંચોળી**
નિયામક, લોકભારતી

# ભૂમિકા

સૌ પહેલાં ગુણવતી ગુજરાતના સુપુત્ર સ્વ. શ્રી ઝવેરચંદ કાલિદાસ મેઘાણીને શ્રદ્ધાંજલિ આપવી એ મારું કર્તવ્ય છે. મને પણ લોકસાહિત્ય અને લોકવાર્તાશાસ્ત્રના જુદા જુદા અંગો પ્રત્યે ૧૯૪૦ થી રુચિ રહી છે. શ્રી મેઘાણીભાઈએ કાઠિયાવાડના ગામડે ગામડે ઘૂમીને લોકસાહિત્યના સંગ્રહનું કામ સને ૧૯૨૨ માં આરંભ્યું અને જીવનભર અવધૂત જેવું વ્રત લઈને તે આ મહા પવિત્ર કાર્યમાં તલ્લીન થઈ ગયા. શ્રી મેઘાણીભાઈના કામનું મહત્ત્વ શબ્દોમાં વર્ણવવું મુશ્કેલ છે, તે તો હૃદયમાં અનુભવવાની વસ્તુ છે. લોકગીત, લોકકથા, લોકવાર્તા, લોકોના પર્વો, ઉત્સવો, મેળા, લોકનૃત્ય, લોકઅભિનય, લોકકળા વગેરે વિષયોએ શ્રી મેઘાણીભાઈના મનને સર્વાંગે આકર્ષી લીધું હતું. પોતાના જીવનની સમસ્ત વિભૂતિ એમણે આ કાર્યમાં સમર્પણ કરી દીધી, અને ગુજરાતી સાહિત્યમાં એક એવું આંદોલન પેદા કર્યું, જે હજી વિકસ્યા જ કરે છે. એમણે પોતાની પદયાત્રાઓ દ્વારા લોકજનતાનું પ્રત્યક્ષ દર્શન કર્યું હતું. સૌરાષ્ટ્ર તથા ગુજરાતનું જેવું બહુમુખી દર્શન તેમને થયું હતું તેવું બીજા માટે દુર્લભ છે. વેદવ્યાસના શબ્દોમાં—

प्रत्यक्षदर्शी लोकानां सर्वदर्शी भवेन्नर । (उद्योगपर्व, ४३-३६)

સાચે જ શ્રી મેઘાણીભાઈ આપણી આમજનતાની બાબતમાં સર્વદર્શી બની ગયા હતા. એવા મહાપુરુષની સ્મૃતિ ચિરસ્થાયી કરવા માટે ત્યારની સૌરાષ્ટ્ર સરકારે મેઘાણી વ્યાખ્યાનમાળાની સ્થાપના કરવાનો નિર્ણય કર્યો અને એમાં પ્રથમ વ્યાખ્યાતા તરીકે ૧૯૫૫ માં મને વ્યાખ્યાનો માટે રાજકોટ બોલાવ્યો. આ કામમાં મારા પરમ શ્રદ્ધેય અને કૃપાળુ મિત્ર શ્રી પંડિત સુખલાલજી સંઘવી મુખ્ય નિમિત્ત હતા. આ પ્રસંગે મેં પ્રાચીન ભારતીય લોકધર્મ એ વિષયને પસંદ કર્યો.

મને લાગે છે કે લોકજીવનની સાથે આ વિષયનો ઘનિષ્ઠ સબધ છે, અને આમજનતાના માનસમા જે શ્રદ્ધાઓ અને માન્યતાઓએ પ્રાચીન કાળથી મૂળ નાખ્યા હતા તેમાની મોટા ભાગની શ્રદ્ધાઓ અને માન્યતાઓની પરંપરા આજે પણ જીવત છે જાણે લોકમાનસ કોઈ પણ વસ્તુનો સર્વથા ત્યાગ કરતુ જ નથી પ્રાચીન લોકધર્મ અને પૂજા વિષેની જે સામગ્રી સાહિત્યમા વીખરાયેલી પડેલી મને જડી તે વિશેષ રૂપે મે અહીં સંકલિત કરીને મૂકી છે યક્ષપૂજા વિષે કેટલીક સામગ્રી પ્રત્યક્ષ લોકજીવનમાથી પણ લીધી છે એ અને એક પરિશિષ્ટરૂપે જોડી છે

શ્રી પંડિત સુખલાલજી પ્રત્યે હુ મારી કૃતજ્ઞતા વ્યક્ત કરુ છુ એમને કારણે જ મને આ વ્યાખ્યાનો વખતે સૌરાષ્ટ્રદર્શનનો લાભ મળ્યો આ વ્યાખ્યાનો સને ૧૯૫૫ મા ૨૫ મી માર્ચથી ૨૯ મી માર્ચ સુધી રાજકોટમા મેઘાણી પરિષદના આશ્રયે અપાયા હતા એ પ્રસંગે પંડિત સુખલાલજીએ અમદાવાદથી પધારીને સમારંભનું પ્રમુખપદ સભાળ્યુ હતુ, એનાથી મને જે આનદ થયો તે આજે પણ યાદ છે મેઘાણી સમિતિના અધિકારીઓએ જે સરસ વ્યવસ્થા કરેલી એ માટે હુ એમનો પણ આભાર માનુ છુ

તા ૨૮-૧૦-૬૨ — વાસુદેવશરણ અગ્રવાલ

यो हि यस्मिन् रतो धर्मे स तं पूजयते सदा ।

( મહાભારત, આશ્વમેધિક પર્વ )

માણસનું મન જે ધર્મમાં રમતું હોય છે તેને તે હમેશાં
પૂજતો રહે છે

# વિષયસૂચિ

# અવતરણિકા

સ્વ. શ્રી. ઝવેરચંદ મેઘાણીની પુણ્યસ્મૃતિમાં સૌરાષ્ટ્ર સરકારે આ વ્યાખ્યાનમાળા માટે મને આમંત્રણ આપ્યું છે. શ્રી. મેઘાણીભાઈ ગુણવંતી ગુજરાતના વિશાળ ક્ષેત્રમાં ફેલાયેલા લોકસાહિત્ય, લોકસંસ્કૃતિ અને લોકવાર્તાના પ્રતીક બની ગયા છે. એમના કામની કીર્તિ ગુજરાત બહાર પણ આ દેશના ચારે ખૂણે ફેલાઈ ગઈ છે. ઉત્તરાપથની લોકસંસ્કૃતિના સંગ્રહ, સુસ્થિતિ અને પુનરુદ્ધારમાં રસ લેતાં અનાયાસે જ શ્રી. મેઘાણીભાઈનું નામ મેં સાંભળેલુ. ગુજરાતી લોકસાહિત્ય માટે મેઘાણીભાઈએ પોતાનું જીવન સમર્પી દીધું. કહેવાય છે કે ૨૫ વર્ષના ટૂંકા સાહિત્યિક જીવન દરમિયાન એમણે ૯૦ ગ્રંથો લખ્યા. તેઓ પોતે એક ઊંચી કોટિના કવિ હતા. મજબૂત શરીર સાથે કવિનું સ્ફૂર્તિશીલ મન અને સન્રસ હૃદય કુદરતે એમને આપેલાં. આ બધી વિભૂતિ એમણે મા ધરતીને ચરણે ધરી દીધી. તેઓ સાચા અર્થમાં પૃથિવીપુત્ર હતા. 'माता भूमिः पुत्रोऽहं पृथिव्याः' અથર્વવેદના પૃથિવીસૂક્તનો આ બીજમંત્ર મેઘાણીભાઈના મનમાં બરાબર વસી ગયો હતો. ધરતી, ધરતી પર જીવનારાં માનવી અને એ માનવીઓની સંસ્કૃતિ, આ ત્રણ સરવાણીઓમાંથી એમના જીવનની પ્રેરણા આવતી હતી. ધરતી, માનવી અને સંસ્કૃતિ આ ત્રિકોણમાં જીવન જેટલુ વિસ્તરેલું છે તે જ લોક છે. મેઘાણીભાઈએ પોતે પોતાની આંખે આ લોકનું સાક્ષાત દર્શન કર્યું હતું. વેદવ્યાસ કહે છે તેમ—

प्रत्यक्षदर्शी लोकानां सर्वदर्शी भवेन्नरः ।

એટલે કે, લોકને જે પોતાની આંખે જુએ છે તે એનું પૂરેપૂરું દર્શન કરે છે. લોકનું આ 'પ્રત્યક્ષ દર્શન' એના સમગ્ર દર્શનની ચાવી છે. મેઘાણીભાઈના જીવનનું આ જ તેજસ્વી સૂત્ર હતું. ગુજરાત અને સૌરાષ્ટ્રની તલેતલ ધરતીની યાત્રા એમણે પોતાના પગે કરેલી. ગ્રામ, જનપદ, નદી વન, પર્વત, આ બધાં સ્થળે પોતે જઈને એમણે લોકસાહિત્યને જે સંગ્રહ કર્યો, અને પ્રાપ્ત થયેલી સામગ્રીને પોતાની રચનાત્મ શક્તિથી જે રીતે નવું રૂપ આપ્યું, તે એમના 'સૌરાષ્ટ્રની રસધાર', 'સોરઠી ગીતકથાઓ', 'સોરઠી બહારવટિયા', 'રઢિયાળી રાત', 'ચૂંદડી', 'હાલરડાં', 'ઋતુગીતો', 'ગિરિવિહાર' 'સોરઠને તીરે તીરે', 'કંકાવટી—લોકસાહિત્ય', 'ધરતીનું ધાવણ' 'ચારણો અને ચારણી સાહિત્ય' ઇત્યાદિ ગ્રંથોમાં સુરક્ષિત છે. આ વિશિષ્ટ પ્રસંગે હું શ્રી. મેઘાણીભાઈને મારી શ્રદ્ધાંજલિ અર્પું છું. મારી હાર્દિક અભિલાષા છે કે એમણે જે કાર્યનો આરંભ કર્યો હતો એની સ્થાયી પરંપરા નિર્માણ થાય અને એકલા ગુજરાતમાં જ નહિ પણ દેશના બીજા ભાગોમાં પણ લોકસાહિત્ય અને લોકવાર્તાશાસ્ત્રના સર્વાંગીણ અધ્યયન માટે સંગઠિત રીતે વ્યવસ્થા થાય.

ભારતીય ધાર્મિક પરંપરા એ એની લોકસંસ્કૃતિનું સૌથી વધુ ભાત પાડે તેવું અને વિવિધતાપૂર્ણ અંગ છે. એની પરંપરાનો ઇતિહાસ પાંચ હજાર વર્ષ જૂનો છે. પૃથિવી-સૂક્તના ઋષિના કહેવા પ્રમાણે આ આપણી માતૃભૂમિ અનેક પ્રકારના લોકો–પ્રજાઓની ધાત્રી છે. આ લોકો અનેક પ્રકારની ભાષા બોલનારા છે અને વિવિધ ધર્મોને માનનારા છે. जनं बिभ्रती बहुधा विवाचसं नाना धर्माणं पृथिवी यथौकसम् ( અથર્વ॰ ૧૨, ૧, ૪૫ )

લોકની આ વિવિધતા ભારતીય જીવનનું સૌથી પ્રભાવકારી સત્ય છે. એની સાથે ભાષાઓના ભેદો અને ધર્મોના ભેદો પ્રજાજીવનની સામૂહિક વિવિધતાને ક્યાંયે વધારી દે છે. પણ ભારતવર્ષનો અંતરાત્મા લોકની આ વિવિધતાથી ક્યારેયે દબાયો કે હાર્યો નથી. અહીંના મહાપુરુષોએ વિવિધતાના મૂળમાં છુપાયેલી એકતાને શોધી કાઢી અને અનેક રીતે એ એકતાને જ મહત્ત્વ આપ્યું છે. એકતાનું પ્રતિપાદન કરનાર સમન્વયાત્મક દૃષ્ટિકોણ જ ભારતીય સંસ્કૃતિનો મુખ્ય દૃષ્ટિકોણ છે.

સમન્વયપ્રધાન જીવનપદ્ધતિનો સૌથી વધારે પ્રભાવ ધર્મના ક્ષેત્રમાં જોવા મળે છે. આર્ય સંસ્કૃતિ, દ્રવિડ સંસ્કૃતિ, નિષાદ સંસ્કૃતિ અને કિરાત સંસ્કૃતિ : આમ અનેક સંસ્કૃતિઓના સમન્વયથી આ દેશની મહાન ધાર્મિક પરંપરાનું નિર્માણ થયું છે. આ ક્ષેત્રમાં આપલેનું પ્રમાણ એટલું મોટું છે કે કોઈ એક દેવતાનું મૂળ સ્વરૂપ શું હતું, કેવી રીતે તે બીજા ઘણા તાંતણા ભેગા કરીને વિકાસ પામ્યો અને અંતે દેશ અને કાળ બન્નેના વિશાળ પરિમાણમા વ્યાપીને કયા રૂપમાં એ આજે માન્ય થયો છે એનું વિવેચન કરવું ખૂબ મુશ્કેલ બન્યું છે તોપણ તુલનાત્મક વિવેચનથી આ વિષયમાં સંશોધન કરીએ તો અત્યંત રોચક સામગ્રી પ્રાપ્ત થાય છે. જે રીતે લોકભાષાનો અભ્યાસ આપણી શિષ્ટ સાહિત્યિક ભાષાને બળ આપે છે અને તેનાં અનેક છુપાયેલાં તથ્યો ઉપર પ્રકાશ ફેંકે છે તે જ રીતે લોકમાં પ્રચલિત ધર્મો અને માન્યતાઓનો અભ્યાસ પણ લોકસંસ્કૃતિનાં પ્રાચીન તથ્યોને વધુ સ્પષ્ટ કરે છે. આજે ભારતીય જનતામાં વીર–શ્રદ્ધાની માન્યતા પ્રચલિત છે. એની પ્રાચીન પરંપરા, માન્યતા, પૂજા–વિધિ અને તેની સાથે જોડાયેલી બીજી બાબતો વિષે પણ

આ વ્યાખ્યાનોમાં આપણે વિચાર કરીશું. આજે પણ બંગાળથી ગુજરાત સુધી અને હિમાલયથી દક્ષિણના તામિલ પ્રદેશ સુધી કોઈ ને કોઈ રૂપે વીર–બ્રહ્મની પૂજા થાય છે. પ્રાચીન કાળમાં જેને યક્ષપૂજા કહેતા હતા તે જ પરંપરા વીર–બ્રહ્મની માન્યતામા દેખાય છે. પ્રાચીન સાહિત્ય, કલા અને ધર્મ એ ત્રણેય ક્ષેત્રમાં યક્ષવિષયક માન્યતાની અસર પડી છે. બ્રાહ્મણ-ધર્મ, બૌદ્ધધર્મ અને જૈનધર્મ એ ત્રણે ધર્મો ઉપર યક્ષપૂજાની અસર પડી છે. ડૉ. આનંદકુમાર સ્વામીએ આ બાબત ઉપર સૌ પહેલાં પ્રકાશ પાડેલો. એમણે દર્શાવેલ માર્ગે, પણ બીજી ઘણી વિસ્તૃત સામગ્રીની મદદથી આ બાબતનું આ વ્યાખ્યાનોને અંતે વિશેષ પ્રતિપાદન કરવામાં આવશે. આરંભમાં બીજા દેવતાઓ અને એમના લોકોત્સવોની પરંપરા પર પ્રકાશ પાડવાનો વિચાર છે.

વૈદિક દેવતાઓ અને લોકદેવતાઓ એ બન્નેને પરસ્પરમાં એકરૂપ કરવાની પ્રક્રિયા વૈદિક યુગમાં જ શરૂ થઈ ગઈ હતી. સંસ્કૃતિની આ જીવંતતાનું પ્રમાણ વૈદિક સાહિત્યમાં મળે છે. અથર્વવેદના એક સૂક્તમાં બહુ સ્વાભાવિક રીતે વૈદિક દેવોની સાથે 'લોક'ના દેવતાઓનો અનૌપચારિક ઉલ્લેખ મળે છે. એમનાં નામ ગણાવવામાં કોઈ ક્રમ નથી; એકબીજા સાથે ભેળસેળ થઈ ગઈ છે. એ સૂક્તના ઋષિ જ્યારે પોતાના સમ-કાલીન દેવતાઓ વિષે વિચારવા માંડ્યા ત્યારે લોક અને વેદ બન્ને કોટિના દેવો એકી સાથે એમની નજર સામે તરવા લાગ્યા. ભેળભેળ થઈ ગયેલો સૂક્તમાં આવેલો એ બધા દેવોનો ક્રમ આ પ્રમાણે છે:

અગ્નિ, વનસ્પતિ, ઓષધિ, વીરુધ્, ઇન્દ્ર, બૃહસ્પતિ, સૂર્ય, વરુણ, મિત્ર, વિષ્ણુ, ભગ, અંશ, વિવસ્વાન, સવિતા,

પૂષા, ત્વષ્ટા, ગંધર્વ, અપ્સરાઓ, અશ્વિની, બ્રહ્મણસ્પતિ, અર્યમા, અહોરાત્ર, સૂર્ય, ચંદ્ર, આદિત્ય, વાત, પર્જન્ય, અંતરિક્ષ, દિશા, આશા, ઉષા, સોમ, ભવ, શર્વ, રુદ્ર, પશુપતિ, દ્યુલોક, નક્ષત્ર, ભૂમિ, યક્ષ, પર્વત, સમુદ્ર, નદી, સરોવર (વેશંત), સપ્તર્ષિ, જલ (आप), પ્રજાપતિ, યમ, પિતૃ, દ્યુલોક–અંતરિક્ષ–પૃથ્વીના દેવતાઓ, આદિત્ય, રુદ્ર, વસુ, રક્ષસ્, સર્પ, પુણ્યજન, મૃત્યુ, ઋતુ, ઋતુપતિ, માસ, સંવત્સર, દક્ષિણ–પશ્ચિમ–પૂર્વ–ઉત્તરના વિશ્વેદેવો, એમની પત્નીઓ, ભૂત, ભૂતપતિ, પાંચ દિશાઓની દેવીઓ, બાર ઋતુઓના દેવો વગેરે. (अथर्व०. ११,६,१.-२३, पापमोचन-सूक्त)

ઊંચનીચના ભેદભાવ વિના આખો દેવસમાજ એક જગાએ એકઠો થયો હોય એવી દેવી–દેવતાઓની આ સૂચિ એક પ્રકારનો ભાઈચારો સૂચવે છે. એમાં એક બાજુ જેમની પદપ્રતિષ્ઠા બહુ ઊંચી હતી તેવા અગ્નિ, ઇન્દ્ર, બૃહસ્પતિ, મિત્ર, વરુણ, વિષ્ણુ, ભગ, સવિતા, પૂષા, ત્વષ્ટા, અર્યમા, સોમ વગેરે શિષ્ટમાન્ય વૈદિક દેવતાઓ છે તો એમની સાથે જ બીજી બાજુ આર્યો પહેલાં અહીં વસતી આદિમ જાતિઓના યક્ષ, રાક્ષસ, સર્પ, પુણ્યજન, ભૂત વગેરે કોટિના દેવતાઓ પણ છે. ભૂમિ, પર્વત, નદી, સમુદ્ર અને નક્ષત્ર એ બધાં પણ ભૂમિ સંબંધી દેવતાઓ હતાં. એમની પરંપરા 'લોક'માં અને સાહિત્યમાં બન્ને ઠેકાણે મળે છે.

'લોક'માં જુદા જુદા સમયે દેવી–દેવતાઓના મેળા ભરાતા હતા અને ઉત્સવો ઊજવાતા હતા. એવા મેળાઓની પ્રણાલિકા હજી પણ 'લોક'માં ચાલુ છે. દરેક જનપદ કે પ્રદેશમાં એવા મુખ્ય મુખ્ય મેળાઓની તપાસ કરીએ તો પ્રત્યેક મેળા પાછળ કોઈક પુરાણાં દેવી–દેવતાની પૂજા કારણ-

રૂપે જડશે. પ્રાચીન કાળમાં એવા મેળાઓને 'મહ' કહેતા હતા. 'કાશિકા'ના એક ઉદાહરણમાં ગંગાજીના મોટા મેળાને 'ગંગામહ' કહ્યો છે (सूत्र ५।१।१०९). આ જાતનો મેળો ઉત્તર ભારતમાં ગંગાજીના કિનારે ઘણાં સ્થળોએ આજે પણ ભરાય છે. 'મહ' શબ્દ જોકે સંસ્કૃતમાં પણ વપરાયો છે છતા એનું મૂળ તો વૈદિક શબ્દ 'मख' જણાય છે. હરિવંશ-પુરાણના કેટલાયે હસ્તલેખોમાં 'મખ' અને 'મહ' બન્ને જાતનાં પાઠાંતરો મળે છે (हरिवंश २।१५।५), તોપણ મોટે ભાગે મહ શબ્દ જ આ અર્થમાં પ્રચલિત હતો. જે સ્થાન ઉચ્ચ ધર્મના અથવા દ્વિજવર્ણોના જીવનમાં વૈદિક યજ્ઞોનું હતું તે જ સ્થાન લોકના જીવનમાં મહ નામના ઉત્સવોનું હતું. હરિવંશપુરાણમાં કૃષ્ણ દ્વારા ગોવર્ધન પર્વત ઉપાડવાની લીલાને ગિરિમહ અથવા ગિરિયજ્ઞ એમ બન્ને શબ્દોથી વર્ણવાઈ છે :

> स्थितः शक्रमहस्तात श्रीमान् गिरिमहस्त्वयम् (हरि० २, १७, ११);
> तन्मह्यं रोचते गोपा गिरियज्ञ प्रवर्तताम् ( हरि० २, १६, १० )

આ જ પ્રસંગે એવો ચોખ્ખેચોખ્ખો ઉલ્લેખ છે કે બ્રાહ્મણ જેમ મંત્રો દ્વારા યજ્ઞ કરે છે તેમ ખેડૂતો હળ દ્વારા સીતાયજ્ઞ (ખેતીનો યજ્ઞ) અને ગોવાળો ગોપાલન દ્વારા ગિરિયજ્ઞ કરે છે :

(૧) ઇન્દમહ = ઇન્દ્રમહ
(૨) ખંદમહ = સ્કંદમહ
(૩) રુદ્દમહ = રુદ્રમહ
(૪) મુકુંદમહ
(૫) સિવમહ = શિવમહ
(૬) વેસ્સમણમહ = વૈશ્રવણમહ
(૭) નાગમહ
(૮) જક્ખમહ = યક્ષમહ
(૯) ભૂયમહ = ભૂતમહ
(૧૦) થૂભમહ = સ્તૂપમહ
(૧૧) ચેઈયમહ = ચૈત્યમહ
(૧૨) રુક્ખમહ = વૃક્ષમહ
(૧૩) ગિરિમહ
(૧૪) દરિમહ = દરી(ગુફા)મહ
(૧૫) અગડમહ = અવટ(કવો)મહ
(૧૬) નઈમહ = નદીમહ
(૧૭) સરમહ = સરોવરમહ
(૧૮) સાગરમહ

(રાયપસેણીય સૂક્ત, કંડિકા ૧૪૮)

આ ઉપરાંત નીચેનાં બીજાં નામો પણ મળે છે:

(૧૯) તલાયમહ = તટાક(તળાવ)મહ
(૨૦) પવ્વયમહ = પર્વતમહ

(૨૧) ઉજ્જાણમહ = ઉદ્યાનમહ
(નાયાધમ્મકહા ૧-૨૫, વૈદ્ય સંસ્કરણ પૃ. ૨૩)

એ ઉપરાંત આ વધારાનાં નામો પણ મળયાં છે:

(૨૨) કામમહ

(૨૩) ધનુર્મહ

(૨૪) બ્રહ્મમહ. (આ યક્ષમહનો જ પર્યાય જણાય છે.)

(૨૫) અજ્જામહ = આર્યામહ. 'રેવતીકલ્પ'માં આર્યા એ સ્કંદની માતાનું નામ છે. નવાં જન્મેલાં બાળકોના પષ્ઠી-પૂજનને દિવસે આર્યાની પૂજાનો ઉલ્લેખ બાણે કર્યો છે.

(૨૬) કોટ્ટકિરિયામહ = કોટ્ટક્રિયામહ. કોટ્ટક્રિયા એ દક્ષિણ ભારતની કોટ્ટવી દેવી હતી

(૨૭) ચન્દમહ = ચન્દ્રમહ.

ગિરિમહનું જ દૃષ્ટાંત રૈવતકમહના નામે આશ્વમેધિક પર્વ (૬૯/૪, ૧૩, ૧૪) અને આદિપર્વ (પૂના સંસ્કરણ, ૨૧૨/૨)માં આવ્યું છે. નદીમહનો કાશિકા (૫, ૧, ૧૬૯)માં ગંગામહ તરીકે ઉલ્લેખ થયો છે. 'નાયાધમ્મકહા'ની સૂચિમાં આ જાતના ધાર્મિક મેળાઓને जत्ता (सं. यात्रा, हिन्दी : जात) કહ્યા છે.

આ મહ નામના ઉત્સવોને કેન્દ્રમાં રાખીને દરેક પ્રકાર-ની બાબતમાં અહીં ક્રમશઃ વિચાર કરવામાં આવશે.

# ૧. ધનુર્મહ

ધનુર્મહ એક વિશિષ્ટ પ્રકારનો ઉત્સવ હતો. એમાં યોદ્ધાઓ અને વીર પુરુષો ધનુષ ચઢાવીને પોતાના બળની પરીક્ષા દેતા. પ્રાગૈતિહાસિક કાળમાં આદિવાસી જાતિઓમાં આ રીતે બલ-કૌશલ-પ્રદર્શનની પ્રથા હોવાનું અનુમાન થઈ શકે છે. શારીરિક બળની સાધના કરનારી બીજી જાતિઓમાં પણ આવી પ્રથા અનુસરાય તે સ્વાભાવિક હતું. મથુરાના યાદવોમાં પણ આ પ્રકારના ધનુર્મહની પ્રથા હતી. કંસે અક્રૂર દ્વારા કૃષ્ણને મથુરા બોલાવવાની જે યોજના કરેલી એમાં તેણે ધનુર્મહનો જ આશરો લીધેલો. 'હે અક્રૂર, તમે વ્રજમાં જઈને વ્રજવાસીઓને કહો કે રાજાએ ઓનંદના અવસરે ધનુર્મખની યોજના કરી છે અને એમાં કૃષ્ણ–બલરામને બોલાવ્યા છે.'[1] અક્રૂરે નંદને ઘેર જઈને ગોપવૃદ્ધોના સાથમાં રહેલા કૃષ્ણ–બલરામને એ જ કહ્યું : 'હે તાત, વ્રજના બધા ગોવાળો કાલે વાર્ષિક કર લઈને મથુરા જશે. કંસની એવી આજ્ઞા છે. મથુરામા કંસ ખૂબ ઠાઠમાઠથી ધનુર્મહ ઊજવવાનો છે. તમે સ્વજનો સાથે આવીને તે જુઓ.'[2] ખરી રીતે ધનુર્મહ નામના ઉત્સવનો સંબંધ શિવપૂજા સાથે હતો. જૂના કાળમાં શિવદેવતાની સાર્વજનિક પૂજા થતી તે

---

१. राजा धनुर्मख नाम कारयिष्यति वै सुखी ।

(हरिवंश, २।२२।९१)

२. समृद्धस्तत्र कंसस्य भविष्यति धनुर्महः ।
तं द्रक्ष्यथ समृद्धं च स्वजनैश्च समेष्यथ ॥

(हरिवंश, २।२६।४)

વખતે જ ધનુર્મહ કરવામા આવતો હતો. આગળ કહ્યું તેમ કંસે મથુરામા પિનાકી શિવની પૂજા અર્થે જ મહોત્સવની યોજના કરી હતી.[1]

પ્રાચીન કાળમાં આ પ્રકારના મહોત્સવોને 'સમાજ' પણ કહેતા હતા. જે સ્થળે 'સમાજ' ઉત્સવ થતો એને રંગવાટ કે રંગ કહેતા. રંગવાટની ભૂમિમા ગામડાં અને શહેરના લોકોને બેસવા માટે હજારો મંચ ઊભા કરવામાં આવતા. એક બાજુ રાજાને બેસવા માટે ઊંચો વિમાનાકૃતિ મચ બનાવાતો. એને વિમાન કહેતા.[2] સમાજ વખતે જુદા જુદા પ્રકારના વિનોદોનુ આયોજન પણ થતું હતું. નાચ, ગાન, મલ્લયુદ્ધપ્રદર્શન તથા પ્રેક્ષણ એટલે કે નાટક અથવા તમાશા(જુદી જુદી જાતના ખેલો)નુ આયોજન પણ સમાજ વખતે થતુ હતું. (तत्र मल्ला समाजग्मुर्नानादेश्या विशापते । नर्तना गायनाश्चैव कुशला नृत्यकर्मसु ॥–हरिवंश, २, १०१, ५५)

કંસના સમાજમહોત્સવમા આ બધા પ્રકારના આમોદ-પ્રમોદ હતા. પણ એમા ધનુર્મહ જ મુખ્ય હતો. આવા સમાજ વખતે સામાન્ય જનતાની વિલાસવૃત્તિ ઉચ્છૃંખલ પણ થઈ જતી. એમાં દારૂ અને માંસભોજન તથા પશુયુદ્ધ અને વેશ્યાઓનાં નૃત્ય આદિને કારણે સમાજનો નૈતિક સ્તર નીચો ઊતરતો. એનું પ્રમાણ અશોકના એક લેખમાં મળે છે. એમાં એણે 'સમાજ'ને નિંદનીય કહી 'સમાજ' ન કરવાનો

---

૧ कस्यचित् त्वथ कालस्य मथुराया महोत्सवम् ।
पिनाकिन समुद्दिश्य चक्रे कंसो नराधिप ॥
(हरिवंश, २, १०१, ६४)

૨ हरिवंश, २।१०१।५४–५८

આદેશ આપ્યો છે : "અને 'સમાજ' ન કરવો જોઈએ. દેવાનાં પ્રિય પ્રિયદર્શી રાજાને સમાજમાં ઘણા અવગુણ લાગે છે. પણ એક જાતનો સમાજ એવો છે જે દેવાનાં પ્રિય પ્રિયદર્શી રાજાને સારો લાગે છે."[1]

અશોકના સમયમાં બે પ્રકારના સમાજ હતા. એકમાં ઘણા દોષો હતા, બીજા 'સાધુ' કે નિર્દોષ પ્રકારના આનંદ આપનાર સમાજ હતા. સમાજ શબ્દના અર્થ વિષે વિદ્વાનોમાં પહેલાં ઠીક ઠીક મતભેદ હતો ભાંડારકરે મહાભારત, હરિવંશ અને બૌદ્ધગ્રંથોનાં પ્રમાણ આપીને એ સિદ્ધ કર્યું કે 'સાધુ' સમાજોમાં નૃત્યગાન અને રમતગમત થતાં, જ્યારે બીજા પ્રકારના સમાજોમાં હિંસાનો પણ સમાવેશ થતો (ઇંડિયન ઍંટિક્વેરી, ૧૯૧૩, પૃ. ૨૫૫). ટૉમસના મત પ્રમાણે સમાજ એક પ્રકારનો અખાડો કે રંગવાટ હતો. ત્યાં પશુઓનાં દ્વંદ્વયુદ્ધનું પ્રદર્શન થતું હતું (રૉયલ એશિયાટિક સોસાયટીની પત્રિકા, ૧૯૧૪, પૃ. ૩૯૨). શ્રી. નનિગોપાલ મજૂમદારના મતે સમાજમા ફક્ત પ્રેક્ષણક કે નાટકનું પ્રદર્શન થતું હતું. કામસૂત્ર અને જાતકોમા સમાજની આ વિશેષતા મળે છે (ઇંડિયન ઍંટિક્વેરી, ૧૯૧૮, પૃ. ૨૨૧). ખરી રીતે તો સમાજ નામના ઉત્સવની બાબતમાં આ બધા મત યોગ્ય છે. એ ઉત્સવોનું ક્ષેત્ર બહુ વ્યાપક હતું. અને એમાં આ બધી બાબતો સમાઈ જતી હતી. કોઈ પણ પ્રકારના આનંદ-

---

૧. नो पि चा समाजे कटविये बहुका हि दोसा समाजमा देवान पिये पियदसी लाजा दखति। अथि पि चा एकतिया समाज साधुमता देवान पियसा पियदसि सा लाजिने।

—કાલસીનો પહેલો શિલાલેખ

ઉલ્લાસના સાધનને કે ધાર્મિક પૂજા–ઉત્સવને નિમિત્ત બનાવીને સમાજનું આયોજન થઈ શકતું હતું.

કંસે જે સમાજનું આમંત્રણ આપેલુ એને એણે ધનુર્મહનું નામ આપેલુ. શિવની પૂજા એનો ઉદ્દેશ હતો. એમ દેખાય છે કે સમાજઉત્સવની જે જમાનામાં પ્રતિષ્ઠા હતી તે જમાનામાં સમાજમાં શિવદેવતાની પૂજા મુખ્યપણે થતી હતી. શિવપૂજા સાથે ગાઢ સંબંધ ધરાવનાર એમના ધનુષનો એ ઉત્સવ હતો. ધનુષબાણથી યુદ્ધ કરનારી જાતિઓ આ અસ્ત્રને ખૂબ પવિત્ર ગણતી હતી એમને શ્રદ્ધા હતી કે ધનુષ એ જાતિના પૂર્વજોને પ્રાપ્ત થયેલ કોઈ મહાન દેવતાના પ્રસાદરૂપ હતું. રાજવંશોમાં પરંપરાથી એની રક્ષા થતી હતી. કંસના ધનુષને દિવ્ય કહ્યું છે.[1] આકારમાં તે ધનુષ બીજાં ધનુષો કરતા ઘણું મોટું બનાવાતું. હરિવંશમાં એને સ્તંભ જેવું અને મહત્ કહ્યું છે (હરિ૦ ૨, ૨૭, ૫૪). એને રાજ્યના શસ્ત્રાગાર પાસે જ ધનુર્ગૃહ કે ધનુંશાલા નામના એક ખાસ સ્થળે રાખવામાં આવતું (હરિ૦ ૨/૨૭/૪૧, ૫૧–૫૪). એના રક્ષણ માટે ધનુઃપાલ નામના રખેવાળોની નિમણૂક થતી. કંસના ધનુર્મહમાં કૃષ્ણ–બલરામ સાર્વજનિક પ્રદર્શનમાં ધનુષને નમાવે કે ચડાવે એવો પ્રસંગ જ ઊભો ન થયો. સમાજના નિશ્ચિત દિવસ પહેલાં એક દિવસે, જેમ હાથી થાંભલાને તોડી નાખે એ રીતે, એમણે એ ધનુષ તોડી નાખેલુ (હરિ૦ ૨, ૨૭, ૬૧). જેવા કંસને આ સમાચાર મળ્યા કે તરત એણે આગલા દિવસે કરવાની નક્કી કરેલી

---

૧ द्रष्टु धनुर्मह दिव्य राष्ट्रे चैव महर्धिमत् ।
(हरि० २ २७, ३२)

વાસ્તવિક સમાજવિધિ તરત કરવાની આજ્ઞા કરી. એમાં મુષ્ટિક–ચાણૂર સાથે કૃષ્ણ–બલરામના મલ્લયુદ્ધનું પ્રદર્શન થયું.

કૃષ્ણ સાથે જોડાયેલા ધનુર્મહની આ કથા જેવી જ કથા રામાયણમાં પણ મળે છે. સીતા–સ્વયંવર વખતે જનકે જે ધનુર્યજ્ઞ કર્યો હતો તે પણ ખરી રીતે ધનુર્મહ નામનો ઉત્સવ જ હતો. તે ધનુષરત્ન જનકના પૂર્વજોને યજ્ઞમાં દેવતાઓ પાસેથી મળેલું.[1] આ અદ્‌ભુત ધનુષ ચડાવવું એ જ મુખ્ય પરાક્રમ હતું. દેવ, ગંધર્વ, અસુર, યક્ષ, કિન્નર, મહોરગ, રાક્ષસ, આમાથી કોઈ પણ આ ધનુષ ચડાવી ન શક્યું (બાલકાંડ ૩૧/૯, ૬૭/૯). તે દેવાધિદેવ શિવનું ધનુષ હતું (૬૬।૮, શૈવ ધનુ ૬૬।૧૨). જ્યારે દક્ષના યજ્ઞમાં દેવોએ શિવને ભાગ ન દીધો ત્યારે ક્રુદ્ધ થઈને શિવે જે અસ્ત્રથી દેવોનો ગર્વ ચૂર્ણ કર્યો તે આ જ શૈવધનુ હતું (૬૬।૧૦). રામાયણમા પણ એને 'દિવ્યધનુ' કહ્યું છે (૬૭।૧૪). આ ધનુષ મિથિલાના રાજાઓના ઘરમાં વંશપરંપરાથી ચાલ્યું આવતું હતું. ધૂપગંધથી એની પૂજા થતી હતી. તે આયાગભૂત હતું. એનો અર્થ એ જ કે એના વડે ધનુર્યાગનું આયોજન થતું હતું. રામે આ ધનુષને ખેંચીને ચડાવ્યું અને પોતાના પરાક્રમથી તેઓ વીર્યશુલ્કા રાજકન્યા સીતાને વરવાના અધિકારી થયા. સંભવ છે કે અતિપ્રાચીન કાળની પ્રણાલિકા મુજબ ધનુર્મહ સાથે કોઈક સુંદર કન્યાના લગ્નની પ્રથા પણ ચાલુ હોય. દ્રૌપદીના સ્વયંવરમાં પણ ધનુષ ચડાવીને ખાસ પ્રકારના લક્ષ્યનો વેધ કરીને કન્યા પ્રાપ્ત કરવાની વાત જ મુખ્ય છે. એ ત્રણેના મૂળમાં ધનુર્મહ નામના પ્રાચીન ઉત્સવની પરંપરા ચોખ્ખી દેખાય છે.

---

૧. तद्धि पूर्वं नरश्रेष्ठ दत्त सदसि दैवतैः ।
अप्रमेयबल घोरं मखे परमभास्वरम् ॥ (રામાયણ બાલકાંડ, ૩૧, ૮)

## ૨. ગિરિમહ

પ્રજાઓની આદિમ જીવનયાત્રાનું અધ્યયન કરનારા વિદ્વાનોનો મત છે કે આદિમ જનસમુદાય પહેલાં ગોપાલન દ્વારા પોતાનો નિર્વાહ કરતો હતો. એ પછીના કાળમાં કૃષિ દ્વારા જીવનનિર્વાહની પદ્ધતિનો વિકાસ થયો. આ પહેલાં વાત થઈ તેમ હરિવંશપુરાણમાં ખેડૂતો દ્વારા ઊજવાતા સીતાયજ્ઞ અને ગોવાળો દ્વારા ઊજવાતા ગિરિયજ્ઞનો ઉલ્લેખ થયો છે (હરિવંશ, ૨/૧૬/૯, सीतायज्ञाश्चकर्षुका ; गिरियज्ञास्तथा गोपा ।). ખેડૂતોના સીતાયજ્ઞ કે ખેતીયજ્ઞનો સંબંધ ઇન્દ્રના મહ સાથે હતો એ વાત આપણે આગળ જોઈશું. ગિરિમહ કે ગિરિયજ્ઞ એ ઉત્સવ ગોપાલન પર લોકજીવનની પરંપરાનું મંડાણ હતું તે સ્થિતિનો સૂચક છે. હરિવંશપુરાણમાં કૃષ્ણની ગોવર્ધન પર્વત ઊચકવાની વાતની ઘણી સુસંગત વિવેચના રજૂ થઈ છે. હરિવંશમાં કૃષ્ણની એ લીલાનું વર્ણન લોકજીવનની પૃષ્ઠભૂમિ પર થયું છે.

જ્યારે કૃષ્ણ–બલરામ વનમાં રહેતા હતા ત્યારે ચોમાસું પૂરું થયે એમણે સાંભળ્યું કે વ્રજના ગોવાળો ઉત્સવની મોજ માણવા ઇચ્છે છે અને તેઓ શક્રમહની તૈયારી કરે છે. કૃષ્ણને ખૂબ કુતૂહલ થયું. એમણે પૂછ્યું, "આ શક્રમહ શું છે ? એનાથી તમને આટલો આનંદ શા માટે થાય છે ?" (कोऽयं शक्रमहो नाम येन वो हर्ष आगतः । હરિવંશ, ૨/૧૫/૩). એક ઘરડા ગોવાળે કહ્યું, "હે તાત, એમાં ઇન્દ્રધ્વજની પૂજા થાય છે. ઇન્દ્ર દેવોનો રાજા છે. શક્રમહ એ એનો નિત્ય થનાર ઉત્સવ છે. ઇન્દ્ર જ ખેતી માટે વાદળાં દ્વારા પાણી

આપે છે. એ માટે જ ચોમાસામાં રાજાઓ, બીજા બધા માણસો અને અમે ઇન્દ્રમહ નામના ઉત્સવ દ્વારા ઇન્દ્રની પૂજા કરીએ છીએ."[1]

ઇન્દ્રોત્સવની આ વાત સાંભળી અને ઇન્દ્રનો વ્યાપક પ્રભાવ જાણતા હોવા છતાં કૃષ્ણે ગોવાળોનાં મનને એ બાજુથી ફેરવવાનું ઇચ્છયું અને કહ્યું, "આપણે સૌ ગોધનથી જીવિકા ચલાવનારા વનચારી ગોવાળો છીએ. ગાયો આપણી દેવતા છે. પર્વતો આપણા દેવતા છે. વનો આપણા દેવતા છે. ખેડુતોની જીવિકા ખેતીને લીધે ચાલે છે. વ્યાપારીઓની જીવિકા વસ્તુઓના ખરીદ-વેચાણથી ચાલે છે. પણ આપણા જીવનનિર્વાહ માટે તો ગાયો જ આપણું સર્વસ્વ છે. આપણે તેમની જ પૂજા-અર્ચા કરવી જોઈએ. ખેતરોની હદ પૂરી થયે સીમ આવે છે. સીમની હદ પૂરી થતાં વન આવે છે. વનની સીમા પૂરી થતાં પહાડો આવે છે. આપણો સાચો આશરો તો આ પહાડો જ છે. બ્રાહ્મણો મંત્રોથી યજ્ઞો કરે છે. ખેડૂતો હળથી ખેતર ખેડીને યજ્ઞ કરે છે. આપણે ગોવાળોએ તો ગિરિયજ્ઞ જ કરવો જોઈએ. એટલે મને તો ગિરિયજ્ઞ જ ગમે છે. આવો, આપણે ગિરિદેવતા અને ગાયોની પૂજા કરીએ.

---

१. तत्र वृद्धतमस्त्वेको गोपो वाक्यमुवाच ह ।
श्रूयतां तात शक्रस्य यदर्थं ध्वज इज्यते । ४
देवानामीश्वरः शक्रो मेघानां चारिसूदन ।
तस्य चायं महः कृष्ण लोकनाथस्य शाश्वतः । ५
तस्मात्प्रावृडियं कृष्ण शक्रस्य भुवि भाविनी ।
तस्मात् प्रावृषि राजानः सर्वे शक्रं मुदायुताः ।
महैः सुरेशमर्चन्ति वयमन्ये च मानवाः । १९
(हरिवंश २, १५)

ગાયોની પૂજામાં જ આપણું કલ્યાણ છે. એટલે ગિરિયજ્ઞ કરો. દેવતાઓ ભલે ઇન્દ્રની પૂજા કરે. આપણે તો ગિરિરાજનો જ યજ્ઞ કરીશું. જો તમને સૌને મારા પર પ્રેમ હોય તો હું તો જબરદસ્તીથી પણ તમારી પાસે ગોયજ્ઞ કરાવીશ."[1]

કૃષ્ણની વાત સાભળીને ગોવાળોએ એનું સમર્થન કર્યું : "હે તાત, તમારી બુદ્ધિ ગોવાળોનુ હિત કરનારી અને ગાયોનો વિકાસ કરનારી છે. તમારા કહેવા મુજબ ગિરિયજ્ઞ જ થશે શક્રમહ ભલે પડ્યો રહે. તમારા કહેવા પ્રમાણે

---

१. गोपवृद्धस्य वचन श्रुत्वा शक्रपरिग्रहे ।
प्रभावज्ञोऽपि शक्रस्य वाक्य दामोदरोऽब्रवीत् ॥१॥
वय वनचरा गोपा सदा गोधनजीविनः ।
गावोऽस्मद्दैवत विद्धि गिरयश्च वनानि च ॥२॥
कर्षुकाणां कृषिर्वृत्ति पण्य विपणिजीविनाम् ।
गावोऽस्माक परा वृत्तिरेतत् त्रैविद्यमुच्यते ॥३॥
कृष्यन्ता प्रथिता सीमा सीमान्तं श्रूयते वनम् ।
वनान्ता गिरय सर्वे सा चास्माक गतिर्ध्रुवा ॥४॥
मन्त्रयज्ञपरा विप्रा सीतायज्ञाश्च कर्षुका ।
गिरियज्ञास्तथा गोपा इज्योऽस्माभिर्गिरिर्वने ॥९॥
तन्मह्य रोचते गोपा गिरियज्ञ प्रवर्त्तताम् ॥१०॥
अर्चयामो गिरिं देवं गाश्चैव च विशेषत ॥११॥
त्रिदशाय गाव पूज्यन्तां गिरियज्ञ प्रवर्त्यताम् ।
पूज्यता त्रिदशै शक्रो गिरिरस्माभिरिज्यताम् ॥१३॥
कारयिष्यामि गोयज्ञ बलादपि न संशय ।
यद्यस्ति मयि व प्रीतिर्यदि वा सुहृदो वयम् ॥१४॥

(हरिवंश, २, १६)

ગાય અને ગોવાળોના હિત માટે ગિરિમહનું જ આયોજન કરીએ."[1]

આ ગિરિમહ માટે અનેક પ્રકારનાં ભોજન, પક્વાન્ન વગેરે ખૂબ બનાવવામાં આવ્યાં. ત્રણ દિવસ સુધી ગાયો અને ગોવાળોએ ખૂબ લહેર કરી. અનેક પ્રકારનાં વાજિંત્રો વાગ્યાં; ગંધ, માલ્ય, ધૂપ વગેરે સામગ્રીથી શુભ તિથિ જોઈને ગિરિયજ્ઞ કરવામાં આવ્યો. ભોજનસામગ્રીનો ભોગ પહેલાં ગિરિદેવતાને ધરાવાયો અને પછી એનાથી બ્રહ્મભોજન થયું. ગિરિમહના આ વર્ણનમાં ત્રણ બાબતો હતી. એક તો, સમાજ કે ઉત્સવનું રૂપ; બીજું, ગિરિ કે પર્વતની પૂજા અને ત્રીજી, ગોવાળો દ્વારા પોતાના ગોધનની પૂજા અને સારસંભાળ. એમાં પહેલી બાબત એટલે કે કોઈક પર્વત પર જઈને ઉત્સવ ઊજવવો તે અને બીજી એટલે પર્વતની પૂજા, આ બન્ને બાબતો મહાભારતના ગિરિમહવર્ણનમાં પણ મળે છે.

પોતાના વનવાસના પ્રસંગે ચારે દિશાઓની યાત્રા કરતો અર્જુન અંતે પશ્ચિમ દિશામા દ્વારકા આવી પહોંચ્યો. ત્યાં તે કૃષ્ણનો મહેમાન બન્યો. થોડા દિવસ પછી રૈવતક પર્વત પર વૃષ્ણિઓ અને અંધકોનો એક મહાન ઉત્સવ થયો. ગિરિમહ નામના આ ઉત્સવમાં બ્રાહ્મણોને ઘણું દાન અપાયું અને રૈવતકની ચારે બાજુ અનેક પ્રકારનાં નિવાસસ્થાનો બનાવી એમાં ભોજ, અંધક અને વૃષ્ણિઓના કુમારો જઈને

---

૧ यस्त्वयाऽभिहित वाक्यं गिरियज्ञ प्रति प्रभो ।
कस्तल्लंघयितुं शक्तो वेलामिव महोदधि· ॥१०॥
स्थितः शक्रमहस्तात श्रीमान् गिरिमहस्त्वयम् ।
त्वत्प्रणीतोऽद्य गोपानां गवां हेतो प्रवर्त्यताम् ॥११॥
(हरिवंश २, १७)

રહ્યા. એ સ્થળને ઘણાં દીપવૃક્ષો એટલે કે ઝુમ્મરમાં મૂકેલા દીવાઓથી શણગારવામાં આવ્યું હતું. વાદકો વાજાં વગાડતા હતા, નર્તકો નાચતા હતા અને ગવૈયાઓ ગાતા હતા. વૃષ્ણિઓના નવયુવકો ઠાઠમાઠથી સવારી માટેનાં સુંદર વાહનો ઉપર બેસી બધી બાજુએથી ત્યાં એકઠા થયા. શહેરીઓ પણ પોતાની પત્નીઓ અને નોકરચાકરો સાથે કેટલાક પગપાળા અને કેટલાક વાહનોમાં બેસીને સેંકડો–હજારોની સંખ્યામાં ત્યાં પહોંચ્યા. રેવતીને લઈને બળરામ પણ પોતાના ગવૈયાઓ સાથે ત્યાં આવ્યા. રાજા ઉગ્રસેન, પ્રદ્યુમ્ન અને સાંબ નવા વસ્ત્રો અને માળાઓ પહેરી ત્યાં ગયા. આ પ્રકારના ઉત્સવોમાં આવનાર શોખીન લોકો નવા વસ્ત્રો, માળાઓ અને સુગંધી દ્રવ્યોથી શરીરને શણગારવું જરૂરી સમજતા હતા. કૃષ્ણ જ્યારે કંસના ધનુર્મહમાં ભાગ લેવા મથુરા ગયા ત્યારે ત્યાં હરિવંશની કથામાં આ ત્રણેય બાબતોનો ઉલ્લેખ આવે છે. એમણે ધોબી પાસેથી વસ્ત્ર, માળી પાસેથી ફૂલમાલા અને કુબ્જા પાસેથી ગંધાનુલેપન મેળવ્યા હતાં. અક્રૂર, સારણ, ગદ વગેરે અનેક લોકો પોતાની સ્ત્રીઓ અને ગંધર્વોને સાથે લઈને રૈવતકના ઉત્સવની શોભામાં અભિવૃદ્ધિ કરવા માંડ્યા. ચારે તરફ આનંદજનક કોલાહલ થવા માંડ્યો. એ જ વખતે કૃષ્ણ અને અર્જુન પણ ત્યાં પહોંચ્યા. સારણની સગી બહેન અને સગપણમાં કૃષ્ણની બહેન સુભદ્રા પણ સખીઓ સાથે ત્યાં આવી પહોંચી. એણે શૈલરાજ રૈવતકનું સારી રીતે પૂજન કર્યું, બીજા દેવતાઓની પણ પૂજા કરી, બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું અને પછી રૈવતકની પ્રદક્ષિણા કરી[1]

---

[1] सुभद्रा त्वथ शैलेन्द्रमभ्यर्च्य सह रैवतम् ।
दैवतानि च सर्वाणि ब्राह्मणान्स्वस्ति वाच्य च ॥
प्रदक्षिणं गिरिं कृत्वा प्रययौ द्वारकां प्रति । (आदिपर्व, २१२, ६, ७)

એ જ વખતે અર્જુને કૃષ્ણ સાથે મળીને બળજબરીથી, સુભદ્રાનું હરણ કર્યું. સમાચાર સાંભળતાં જ સભાપાલે સાંનિહિકી (યુદ્ધ માટે ભેગા થવાની) ભેરી વગાડીને મહાઘોષ કર્યો. એને સાંભળતાં જ બધા ભોજ, વૃષ્ણિ અને અંધકો અન્નપાન અને ઉત્સવ છોડી સભામાં દોડયા આવ્યા. (આદિપર્વ અ. ૨૧૧, ૧૨)

જ્યારે મહાભારતનું યુદ્ધ પૂરું થયું ત્યારે કૃષ્ણ બધાની વિદાય લઈને દ્વારકા પાછા આવ્યા. એ વખતે પણ ત્યાં રૈવતક પર્વત પર મહ ચાલતો હતો. (वर्तमाने महाराज महे रैवतकस्य च। उपायात् पुंडरीकाक्षो युयुधानानुगस्तदा ॥—आश्वमेधिकपर्व, ५९, ४) રૈવતકના મહના ઉત્સવમાં વૃષ્ણિઓ વિહાર કરતા હતા. (विहारो वृष्णिवीराणा महे रैवतकस्य ह ॥—आश्वमेधिकपर्व, ५९, १४)

મહાભારતના લેખકે આ પ્રસંગે ગિરિમહનું સજીવ ચિત્ર દોર્યું છે: "તે પર્વત વિવિધ પ્રકારના રત્નજડિત ઢાંકણોથી મઢેલો હતો. તે સોનેરી માળાઓ અને ફૂલોથી, જાતજાતનાં વસ્ત્રોથી અને સોનાનાં કલ્પવૃક્ષો અને દીપવૃક્ષોથી શણગારેલો હતો. એની ગુફાઓમાં અને ઝરણાંઓમાં દિવસ જેવો પ્રકાશ થઈ ગયો હતો. ત્યાં ઘંટડીઓવાળી ધજાઓ ફરકતી હતી. સ્ત્રી-પુરુષો ગાવામાં મસ્ત હતાં. પર્વતની શોભા નયનમનોહર હતી. પહાડ પર જાતજાતની સામગ્રીઓથી ભરેલી ઘણી દુકાનોનું બજાર ઊભું થઈ ગયું હતું. ત્યાં ભક્ષ્ય, ભોજ્ય, સુરા, મૈરેય (એક જાતનો દારૂ) વગેરે ખાવાપીવાની વસ્તુઓના ઢગલા થઈ ગયા હતા. વસ્ત્ર, માલા, વીણા, વેણુ, મૃદંગ વગેરે ભભકા માટેની બધી સામગ્રી ત્યાં હાજર હતી. ગરીબો, અંધો અને અનાથોને રાતદિવસ સદાવ્રત અપાતું હતું. આ રીતે ગિરિમહની શોભા ઘણી સુંદર હતી." (बभौ परमकल्याणो महस्तस्य महागिरेः—आश्व. ५९, १३)

ગિરિમહના આ વર્ણનમા એક બાજુ ઉત્સવપક્ષ અને વિહાર પર ભાર દેવાયો છે, તો બીજી બાજુ એક મહત્ત્વપૂર્ણ માહિતી પણ અપાઈ છે તે એ કે ગિરિપૂજન માટે એ પર્વત પર અનેક જાતનાં રત્નજડિત ચિત્રવિચિત્ર કોશ ચડાવવામા આવતા હતા[1] દેવતાની મૂર્તિ પર કોશ ચડાવવાનો અર્થ શો છે ? બાણે હર્ષચરિતમા શિવના લિંગ પર મુખકોશ ચડાવવાનો ઉલ્લેખ કર્યો છે (महार्हमाणिक्यखण्डखचितैश्च मुखकोपै परितोषमस्य मनसि चक्रु । हर्षचरित, उच्छ्वास ३ । નિર્ણયસાગર સંસ્કરણ, પૃ ૧૦૦) ટીકાકાર શંકરના મતે શિવલિંગ પર ચડાવવામા આવતા આ કોશો પર મુખની આકૃતિ ચીતરવામા આવતી (मुखयुक्ता कोषा मुखकोषा, ये लिङ्गोपरि दीयन्ते ।) મથુરા કલામા ચતુર્મુખી શિવલિંગ, પંચમુખી શિવલિંગ અને એકમુખી શિવલિંગ કુષાણકાળથી જ મળવા માડે છે ગુપ્ત કાળમા તો એકમુખી શિવલિંગ બનાવવાનો સામાન્ય રિવાજ થઈ ગયો હતો વસ્તુત પથ્થરના શિવલિંગમા જ માનવ મુખાકૃતિ બનાવાતી હતી એના જ અનુકરણમા શિવલિંગ ઉપર સોના, ચાદી, તાબુ વગેરે ધાતુના મુખકોશ કે ખોળા ચડાવવાની પ્રથા લોકમા પ્રચલિત હતી (हर्षचरित एक सांस्कृतिक अध्ययन પૃ ૫૬) અહીં ગિરિદેવતાના કોશનો અર્થ વસ્ત્રાદિનુ બનેલુ ખોળુ એવો લાગે છે

દેવમૂર્તિઓ ઉપર આવા મહોરા ચડાવવાની પ્રથા લોકમા આજે પણ છે આ જાતના જડાઉ કીમતી મહોરા જુદા જુદા ભક્તો પોતાની શ્રદ્ધા પ્રમાણે ગિરિરાજની મૂર્તિ પર ચડા

1 अलङ्कृतस्तु स गिरिर्नानारूपैर्विचित्रितै ।
बभौ रत्नमयै कोशै संवृत पुरुषर्षभ ॥
(आश्वमेधिकपर्व, ५९, ५)

વતા હશે. પોતાના ઇષ્ટદેવની મૂર્તિ પર આવાં મહોરાં ચડાવવાની પ્રથા એ ગિરિપૂજાની પ્રાચીન પરંપરાનું અંગ હોય એમ પણ લાગે છે. નદીમહમાં ગંગા નદીનું પૂજન કરતાં ગંગા નદીની મૂર્તિ પર આ જ રીતે વસ્ત્રો ચડાવવાની લોકપ્રથા આજે પણ ચાલુ છે. એને કાશીમાં ગંગા પર પિયરી ચડાવવી એમ કહે છે. પ્રાચીન કાળમાં સ્તૂપો પર પણ આ જાતનાં આવરણ ચડાવવાનો રિવાજ હતો. બૌદ્ધ સાહિત્યમાં એને દેવદૂષ્ય કહ્યું છે. સારનાથના ધમેખ સ્તૂપની પથ્થરની પાટો ઉપર ચારે બાજુ જે જાતજાતની કોતરણી દેખાય છે તે સ્તૂપના દેહ ઉપર ચડાવેલા પથ્થરના મુખવટા કે આવરણ જ છે. જૂના જમાનામાં કાશીમાં બનતાં મહાર્ઘકાસેય્યક નામનાં વસ્ત્રો પર થતો હતો તેવા જ પ્રકારનો શણગાર (ભરતકામ) આ આવરણમાં દેખાય છે. સાંચીના મૂળ ઈંટ અને માટીના સ્તૂપ પર પથ્થરનું આવરણ હોય તે એના પર ચડાવેલું ખોળું જ સમજવું જોઈએ.

મહારાજ વસુનો વિશેષ સત્કાર કર્યો. ચેદિરાજ વસુએ ઇન્દ્ર-મહ દ્વારા ધર્મથી પૃથિવીનું પાલન કર્યું.[1]

---

१. यष्टिं च वैणवीं तस्मै ददौ वृत्रनिषूदन ।
इष्टप्रदानमुद्दिश्य शिष्टानां परिपालिनीम् ॥
तस्या शक्रस्य पूजार्थं भूमौ भूमिपतिस्तदा ।
प्रवेश कारयामास गते संवत्सरे तदा ॥
ततं प्रभृति चाद्यापि यष्ट्या क्षितिपसत्तमै ।
प्रवेश क्रियते राजन् यथा तेन प्रवर्तित ॥
अपरेद्युस्तथा चास्या क्रियतेऽप्युच्छ्रयो नृपै ।
अलङ्कृताया पिटकैर्गन्धैर्माल्यैश्च भूषण ।
माल्यदानपरिक्षिप्ता विधिवत् क्रियतेऽपि च ॥
भगवान्पूज्यते चात्र हास्यरूपेण शङ्कर ।
स्वयमेव गृहीतेन वसो प्रीत्या महात्मन ॥
सता पूजां महेन्द्रस्तु दृष्ट्वा देवः कृताम् शुभाम् ।
वसुना राजमुख्येन प्रीतिमानब्रवीद् विभु ॥
ये पूजयिष्यन्ति नरा राजानश्च मह मम ।
कारयिष्यन्ति च मुदा यथा चेदिपतिर्नृप ॥
तेषां श्रीर्विजयश्चैव सराष्ट्राणा भविष्यति ।
तथास्फीतो जनपदो मुदितश्च भविष्यति ॥
उत्सव कारयिष्यन्ति सदा शक्रस्य ये नरा ।
भूमिरत्नादिभिर्दानैर्यथा पूता भवन्ति वै ॥
वरदानमहायज्ञैस्तथा शक्रोत्सवेन ते ॥
संपूजितो मघवता वसुश्चेदिपतिस्तदा ।
पालयामास धर्मेण चेदिस्थ पृथिवीमिमाम् ॥
इन्द्रप्रीत्या भूमिपतिश्चकारेन्द्रमहं वसु ॥
(आदिपर्व अ० ५७, १७-२७)

આ જ પ્રકરણમાં કેટલાક બીજા શ્લોકો પણ નીલકંઠીય સંસ્કરણમાં મળે છે. એ પરથી લાગે છે કે ઇન્દ્રયષ્ટિ બત્રીશ હાથ કે અડતાળીસ ફૂટ લાંબી બનાવાતી હતી (द्वात्रिंशत् किष्कुसमिताम्). પચરંગી રંગોમાં રંગેલાં કપડાંથી અને ફૂલમાળાઓથી આ યષ્ટિને શણગારતા હતા. યષ્ટિપૂજન સાથે જ મણિભદ્ર વગેરે યક્ષોની અને બીજા દેવતાઓની પૂજા થતી હતી. યાચકો અને મિત્રોને દાનો અપાતાં. બધા લોકો જાતજાતની રમતોથી આનંદ કરતા. એ રીતે નગરજનો અને ગ્રામજનો બધા જ ઇન્દ્રમહઉત્સવ ઊજવતા. આ ઇન્દ્રધ્વજને સજાવવા પિટકનો ખાસ ઉલ્લેખ થયો છે. 'પિટક' શબ્દના અર્થ બાબત મતભેદ છે. વરાહમિહિરે બૃહત્સંહિતામાં ઇન્દ્રધ્વજયષ્ટિનો ખાસ ઉલ્લેખ કર્યો છે ત્યાં પણ નાની નાની ઘૂઘરીઓનાં ઝૂમખાં, ઘંટડીઓ અને પિટકોથી ઇન્દ્રધ્વજને શણગારવાનો ઉલ્લેખ છે.[1] પિટકનો સામાન્ય અર્થ તો પેટી થાય. બંગાળમાં આજ સુધી ઇન્દ્રધ્વજ શણગારવા માટે આ જાતની નાનકડી પેટી કે કરંડિયો (करण्डक) બંધાય છે. વરાહમિહિરના કહેવા મુજબ કાચના પાશ, ફળોની માળાઓ, અર્ધચંદ્ર આકૃતિવાળાં અલંકરણો, કેળાં અને શેરડીના ટુકડાઓ પણ ઇન્દ્રધ્વજને સજાવવા માટે વપરાતાં હતાં. વ્યાલસિંહ કે લાંગૂલસિંહ, એટલે કે જેમનો

---

१ सकिंकिणीजालपरिष्कृतेन सक्षुद्रघण्टापिटकान्वितेन ।
समुच्छ्रितेनामरराड्ध्वजेन निन्ये विनाशं समरेऽरिसैन्यम् ॥
(बृहत्संहिता ४२, ७)

અને બીજે ઠેકાણે પણ

छत्रध्वजादर्शफलार्धचन्द्रैर्विचित्रमालाकदलीक्षुदण्डैः ।
सव्यालसिंहैः पिटकैर्गवाक्षैरलंकृतं दिक्षु च लोकपालैः ॥
(बृहत्संहिता ४२, २७)

અર્ધો ભાગ સિંહ જેવો હોય અને બાકીનો અર્ધો ભાગ પૂછડારૂપે હોય એવી આકૃતિવાળા રમકડા ઇન્દ્રધ્વજને સજાવવા માટે વપરાતા પ્રાચીન શિલ્પની મૂર્તિઓમા બલરામ માટે જે ધ્વજની કલ્પના થઈ છે તેમા આ જાતના વ્યાલ સિંહ ખાસ મળે છે મહાભારતના આ પ્રકરણમા ઇન્દ્રધ્વજના સામૂહિક પૂજનને શિવના હાસ્યરૂપ કહ્યુ છે નીલકંઠીય ટીકા વાળા સામાન્ય સસ્કરણમા 'भगवान् पूज्यते चात्र हसरूपेण वासव' એવો પાઠ છે એમા એમ કહેવુ છે કે ઇન્દ્રયષ્ટિના રૂપમા હસરૂપધારી ઇન્દ્રની પૂજા થાય છે સ્વર્ગીય ડો સુખથન કરે પોતાના એક લેખમા[1] પ્રમાણપૂર્વક એ સિદ્ધ કર્યું હતું કે 'हसरूपेण वासव' પાઠ અશુદ્ધ છે ઇન્દ્રે કોઈ વાર હસ રૂપ ધારણ કર્યું હોય એવું કોઈ પ્રમાણ નથી મળતુ પ્રાચીન પરપરા મુજબ કોઈ ને કોઈ રીતે જુદા જુદા પ્રકારના ઉત્સવો લોકવ્યાપી શિવપૂજા સાથે જોડી દેવામા આવ્યા હતા 'हास्य रूपेण शकर' પાઠ એ પ્રાચીન પરપરા તરફ આપણુ ધ્યાન ખેચે છે ભૂમિ સાથે જોડાયેલી નિષાદ જાતિઓમા એક બાજુ શિવપૂજાનો પ્રચાર હતો તો બીજી બાજુ યક્ષ, નાગ, કિન્નર, પર્વત, નદી વૃક્ષ, સ્તૂપ ચૈત્ય વગેરેની પૂજાઓની પ્રથા પણ દૂર દૂર સુધી ફેલાયેલી હતી ધાર્મિક સમન્વય કરવાની ભારતીય પદ્ધતિ પ્રમાણે ધીમે ધીમે એ બધા ઉત્સવોને શિવપૂજા સાથે સાંકળીને એ શિવપૂજાનુ જ ખાસ રૂપ હોય એ રીતે એને માન્ય કરવામા આવ્યુ આપણે પહેલા જોયુ તેમ ધનુર્મહમહોત્સવના મૂળમા પણ શિવપૂજાનો જ ઉદ્દેશ હતો[2]

१ 'ડઝ ધન્દ એસ્યૂમ ધ ફોર્મ ઓફ અ સ્વાન?'– ડેક્કન કોલેજ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટની સશોધનપત્રિકા ભા ૧ પૃ ૧–૭

२ कस्यचित्त्वथकालस्य मथुरायां महोत्सवम् ।
पिनाकिन समुद्दिश्य चक्रे कसो नराधिप ॥ (हरिवश २, १०१, ६२)

રામાયણમાં પણ જનકના ધનુર્યજ્ઞમાં પૂજાયેલ ધનુષને શૈવ-ધનુ અથવા દેવદેવ શિવનું ધનુષ કહ્યું છે. (બાલકાંડ, ૬૬, ૧૨, ૧૮)

ઇન્દ્રયષ્ટિનું પૂજન ભગવાન શંકરના હાસ્યનું મૂર્ત રૂપ મનાતું હતું. સમસ્ત જનપદના જીવનમાં જે આનંદ અને ઉલ્લાસ હતો તેનું પ્રતીક ઇન્દ્રયષ્ટિ હતી. બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ વગેરે સૌ એ ઉત્સવમાં હસતાં, ખેલતાં. આવા મહોના અવસરે એ સૌ નૃત્ય, ગીત, આમોદપ્રમોદ અને ઉત્સવની પ્રવૃત્તિનું મનભર સ્વાગત કરતાં હતાં. કૃષિની સંપત્તિ સાથે ફાલતાફૂલતા લોકજીવનનું સર્વોત્તમ ચિહ્ન ઇન્દ્રધ્વજ કે ઇન્દ્ર-યષ્ટિનું પૂજન હતું. કાલિદાસે રઘુવંશમાં ઇંદ્રધ્વજના દર્શનથી પ્રજા આનંદિત થઈ હોવાનો ઉલ્લેખ કર્યો છે.[1] મલ્લિનાથે ભવિષ્યોત્તર-પુરાણનું પ્રમાણ દેતાં લખ્યું છે કે જે ઇન્દ્ર-ધ્વજનો ઉત્સવ કરે છે એના રાજ્યમાં ઇચ્છિત વૃષ્ટિ થાય છે.[2] ત્યા ઇન્દ્રધ્વજના મહિોત્સવને યાત્રા કહી છે. યાત્રાનો અર્થ ઉત્સવ કે મેળો થતો હતો. સંસ્કૃત यात्रा શબ્દમાંથી પ્રાકૃતમાં जत्त અને હિન્દીમાં जात શબ્દ બન્યો છે. આજે પણ નગરકોટ કાંગડાની દેવીનો મોટો મેળો જાત કહેવાય છે. બીજાં સ્થાનિક દેવીદેવતાઓની જાત પણ જાહેર થાય છે અને ઊજવાય છે. ઇન્દ્રધ્વજપૂજનનો સમય રઘુવંશ અને હરિવંશ-પુરાણ પ્રમાણે શરદ ઋતુમાં હતો. હરિવંશમાં ખુદ ઇન્દ્રને

---

૧. पुरुहूतध्वजस्येव तस्योन्नयनपंक्तयः ।
नवाभ्युत्थानदर्शिन्यो ननन्दुः सप्रजाः प्रजाः ॥
(रघुवंश, ४, ३)

२. एवं यः कुरुते यात्रां इन्द्रकेतोर्युधिष्ठिर ।
पर्जन्यः कामवर्षी स्यात् तस्य राज्ये न संशयः ॥

મોંએ કહેવાયું છે કે, "વર્ષાના ચાર માસનું વિધાન મારે માટે જ થયું છે, પણ હે કૃષ્ણ, એમાંના પહેલા બે માસ હું તને આપું છું. બાકીના શરદકાળના બે મહિના મારા ગણાશે અને એ રીતે ચોમાસાના પાછલા અર્ધા ભાગમાં મારે માટે ધ્વજપૂજાનું આયોજન થશે.'[1] 'हास्यरूपेण शक्र' ઉલ્લેખથી સિદ્ધ થાય છે એ પ્રમાણે ઇન્દ્રમહનો એક બાજુ શિવમહ સાથે સમન્વય થયો, તો બીજી બાજુ કૃષ્ણ દ્વારા ગોવર્ધનધારણની કથાથી સ્પષ્ટ થાય છે કે ઇન્દ્રમહનો સમન્વય કૃષ્ણલીલા અથવા પંચરાત્રપરંપરા સાથે થયો. હરિવંશમાં સ્પષ્ટ રીતે કહેવાયું છે કે ધ્વજાકાર ઇન્દ્રયષ્ટિઓના પૂજનથી મનુષ્યો એક બાજુ ઇન્દ્રની પૂજા કરે છે, તો બીજી બાજુ એના દ્વારા ઇન્દ્રના નાના ભાઈ ઉપેન્દ્ર કૃષ્ણની પણ પૂજા કરે છે.[2] એટલે જ ચોમાસાના ચાર મહિનામા અર્ધો ભાગ ઉપેન્દ્રનો અને અર્ધો ભાગ ઇન્દ્રનો મનાય છે

પણ ઇન્દ્રધ્વજપૂજન માટે સમયનું જે સૂચન હરિવંશની કથામા મળે છે તે સિવાય પણ બીજી પરંપરાઓ છે. તામિલ ભાષાના અતિપ્રસિદ્ધ કાવ્ય 'શિલપ્પાધિકારમ્' પ્રમાણે ઇન્દ્રધ્વજપૂજનનો ઉત્સવ દક્ષિણ ભારતમા ચૈત્રી પૂનમને

---

१ ये चेमे वार्षिका मासाश्चत्वारो विहिता मम ।
तेषामर्धं प्रयच्छामि शरत्काल तु पश्चिमम् ॥
अद्यप्रभृति मासौ द्वौ शास्यते मम मानवा ।
वर्षार्धे च ध्वजो मद्य तत पूजामवाप्स्यसि ॥
(हरि॰ २, १९, ४७-४८)

२ नगस्था चैव मा चैव ध्वजाकारासु यष्टिषु ।
महेन्द्र चाप्युपेन्द्र च महयन्ति महीतले ॥
(हरि॰ २ १९, ५९)

દિવસે ઊજવાતો હતો. 'શિલપ્પાધિકારમ્'ના પાંચમા સર્ગમાં શક્રોત્સવનું બહુ સજીવ વર્ણન છે. એ સર્ગનું નામ છે 'ઇદિરવિલાવુરેડુત્તકડૈ'. કાવેરી નદીના કાંઠે આવેલી પુહાર નામની રાજધાનીના નિવાસીઓએ મળીને ઇન્દ્રનો ઉત્સવ ઊજવવાનો નિશ્ચય કર્યો. આ સમૃદ્ધ નગરી એ સમયે પોતપત્તન કહેવાતી હતી. ત્યાં અનેક પ્રકારના ધંધાદારીઓ રહેતા હતા. એ લોકો રેશમી અને સુતરાઉ વસ્ત્રો, પરવાળાં, ચંદન, મોતી, રત્ન, સુવર્ણ, આભૂષણ, જાતજાતનાં પેયો વગેરેનો વેપાર કરતા હતા. એ ઉપરાંત કુંભાર, સોની, મણિકાર વગેરે અનેક પ્રકારના કારીગરો પણ ત્યા હતા. વીણા અને વેણુવાદનમાં પ્રવીણ પ્રસિદ્ધ ગાયકો અને નર્તકો પણ ત્યાં રહેતા. આ બધાએ ધામધૂમથી ખાનપાનનો પ્રબંધ કર્યો અને ઇન્દ્રધ્વજઉત્સવની તૈયારી કરી. ઉત્સવના એક ભાગરૂપે સમુદ્રસ્નાન પણ હતું. કાવ્યના છઠ્ઠા સર્ગમા સમુદ્રસ્નાન-(કડલદુકડૈ)નું વિસ્તૃત વર્ણન છે. હરિવંશમા કૃષ્ણ, બલરામ વગેરે સાથે ભોજ, અંધક અને વૃષ્ણિઓના સમુદ્રસ્નાનનું અત્યન્ત ચમત્કારપૂર્ણ વર્ણન આવે છે તેની સાથે આ વર્ણનની તુલના થઈ શકે. (હરિવંશ, ૨, ૮૮). એમ લાગે છે કે ઇન્દ્રમહ વગેરે પ્રાચીન મહોત્સવોમાં જ્યાં ક્યાંયે જલક્રીડાની સગવડ હોય ત્યા જલક્રીડા પણ ઉત્સવનો એક ભાગ બની જતી.

સંસ્કૃત સાહિત્યમાં ઇન્દ્રધ્વજઉત્સવના વારંવાર જે ઉલ્લેખો મળે છે તે પરથી એમ જણાય છે કે લોકજીવનની સાથે આ ઉત્સવને ઘનિષ્ઠ સંબંધ હતો. આપણે જોયું કે ઉચ્ચ વર્ગના ધાર્મિક જીવનમાં જે સ્થાન વૈદિક યજ્ઞોનું હતું તે જ સ્થાન સાધારણ જનતાના જીવનમાં આ મહ નામના

ઉત્સવોનું હતું. હરિવંશના લેખકે તો સ્પષ્ટ જ લખ્યું છે કે મંત્રોથી સિદ્ધ થનારા યજ્ઞોનો સંબંધ બ્રાહ્મણો સાથે છે. (मन्त्रयज्ञपरा विप्राः–हरि० ૨૧૬।૧૯) એથી જ ઋક્, યજુઃ, સામ, એ ત્રણેય વેદોનો સંબંધ વૈદિક યજ્ઞો સાથે હતો. એ યજ્ઞોમાં ખાસ કરીને સોમનો અભિષવ (સોમપાન) કરાતો હતો એથી જ યજ્ઞો 'સવ' કહેવાતા. બીજી બાજુ જનતાના ધાર્મિક અને સામાજિક મેળાઓનો સંબંધ અથર્વવેદની પરંપરા સાથે હતો. લોકજીવન અને લોકશ્રદ્ધાના પાત્ર અનેક લોકદેવતાઓનો ઉલ્લેખ અથર્વવેદના મંત્રોમાં છે. આ લોકોત્સવો વખતે જનતા પણ સોમપાન જેવા અનેક પ્રકારનાં માદક પીણાંઓનો ઉપયોગ કરતી હતી. એને કારણે આ ઉત્સવો પણ 'સવ' કહેવાતા હતા. અથર્વવેદના કૌશિક સૂત્રમા ઇન્દ્રમહનું વર્ણન વિશેષ રૂપે આવેલું છે. 'અથર્વપરિશિષ્ટસંગ્રહ' નામના સંગ્રહગ્રંથમા[1] ઇન્દ્રમહોત્સવ, બ્રહ્મયાગ અને સ્કંદયાગ એ ત્રણ પરિશિષ્ટગ્રંથો છે. એમાં ક્રમશઃ ઇન્દ્રમહ, બ્રહ્મમહ અને સ્કંદમહનું વર્ણન છે.

ઇન્દ્રમહોત્સવપરિશિષ્ટ પ્રમાણે આ ઉત્સવ પ્રૌષ્ઠપદ એટલે ભાદરવા મહિનાના શુક્લ પક્ષમાં ઊજવાતો હતો. 'રાજતરંગિણી'માં પણ ઇન્દ્રના ઉત્સવનું વર્ણન છે (૮/૧૭૦). ત્યાં ભાદરવા શુદ બારશને ઇન્દ્રદ્વાદશી કહી છે (૮/૧૮૨). અથર્વપરિશિષ્ટ પ્રમાણે રાજા અને બ્રહ્મા બન્ને પહેલે દિવસે ઉપવાસ કરીને વ્રત લેતા હતા. બીજે દિવસે પૂજાવિધિથી ઇન્દ્રોત્થાપન કરતા હતા. ઇન્દ્રોત્થાપન એટલે ઇન્દ્રયષ્ટિનો ઉચ્છ્રય એટલે કે ઇન્દ્રયષ્ટિને ઊભી ખોડવી તે જ છે.

---

૧. ધ પરિશિષ્ટ્સ ઑફ ધી અથર્વવેદ, સંપાદક બૉલિંગ અને નેગલાઈન, ભાગ ૧, પરિશિષ્ટ ૧૯, ૧૯ બી, ૨૦,

કેમ કે આગળ જતાં એ યષ્ટિના શિરોભાગ, મધ્યભાગ, આદિભાગ અને મૂળભાગ વગેરેને બાંધીને સ્થિર રાખનારાં દોરડાંઓનું વર્ણન આવે છે. અહીં ઇન્દ્રયષ્ટિના એક ખાસ ભાગને ઇન્દ્રાટક કહ્યો છે એનો અર્થ સ્પષ્ટ નથી. ઇન્દ્રમહના પ્રસંગે પશુઓની માવજત પણ થતી હતી જેથી ઇન્દ્ર એમના દેવતા પણ બની શકે એટલે કે એ બધાં પશુઓ ઇન્દ્રની રક્ષા નીચે આવે. રાજાની સાથે સાથે એના નોકરો વગેરે પણ દીક્ષિત થઈને ત્રણ રાત કે સાત રાત સુધી આ ઉત્સવ ઊજવતા હતા. અંતમાં બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને બધા લોકો અવભૃથસ્નાન માટે જતા હતા. ઉપર ગિરિમહ વિષે વાત કરતાં સમુદ્રસ્નાનનો ઉલ્લેખ થયેલો છે. 'શિલપ્પાધિકારમ્'માં ઇન્દ્રમહ વિષે પણ સમુદ્રસ્નાનનો ઉલ્લેખ છે. એમ લાગે છે કે જેમ વૈદિક યજ્ઞોના અંતે અવભથસ્નાન થતું હતું તેમ આ ઉત્સવોમાં પણ સ્નાન એ ધાર્મિક કૃત્યનો જ એક ભાગ હતું. પરિશિષ્ટસંગ્રહમાં અંતે આ ઉત્સવનું ફળ વર્ણવતાં લખ્યું છે કે—

श्व· श्वोऽस्य राष्ट्रं ज्यायो भवत्येकोऽस्यां पृथिव्यां राजा भवति, न पुरा जरसः प्रमीयते य एव वेद यश्चैव विद्वान् इन्द्रमहेन चरतीति ब्राह्मणम् । (इन्द्रमहोत्सवपारशिष्ट १९।३।९) એટલે કે જે રાજા ઇન્દ્રમહ કરે એનું રાષ્ટ્ર દિવસે દિવસે મહાન બને છે, તે પૃથ્વી પર એકછત્ર શાસન કરે છે અને એનું આયુષ્ય વધે છે.

વસુ ઉપરિચરની કથામાં લગભગ આવો જ ભાવ છે કે જે રાષ્ટ્રમાં આ શક્રમહોત્સવ ઊજવાશે એનો પ્રદેશ વિશાળ અને મુદિત બનશે અને એ પ્રદેશના નિવાસીઓ ખૂબ સુખી થશે.

ભાસે 'બાલચરિત' નાટકમાં નંદ ગોપની ગોશાળામાં થયેલા ઇન્દ્રયજ્ઞઉત્સવનો ઉલ્લેખ કર્યો છે. (બાલચરિત, પૂના સંસ્કરણ, પૃ. ૫૧૯). મૃચ્છકટિક નાટકમાં પણ ઇન્દ્રમહઉત્સવનો પ્રાસંગિક ઉલ્લેખ છે : 'अरे दाणीं इन्द्रमहकामुक्को विअ सुद्दहु किं काकाअसि–અરે, ઇન્દ્રમહના લાલચુ કાગડાની જેમ કા કા કેમ કરે છે?' ઇન્દ્રમહઉત્સવ વખતે જે ખાદ્યસામગ્રીનો ભારે જથ્થો ભેગો થતો હશે એના એઠવાડ પર તૂટી પડનાર કાગડાઓને અહીં કટાક્ષથી ઇન્દ્રમહકામુક[1] કહે છે. પણ હેમચંદ્ર 'દેશીનામમાલા'માં કૂતરાને ઇન્દ્રમહકામુક કહે છે. (दिशीनाममाला ૧।૮૨). 'ઇન્દ્રમહના ઉત્સવમાં જે ઢગલાબંધ પકવાનો બનતા હશે એના લોભી' એવા કુત્સિત અર્થમાં હેમચંદ્રની વ્યાખ્યા પણ બંધબેસતી થાય છે. ગુપ્તકાલીન મંદસોરના શિલાલેખમા ઇન્દ્રોત્સવને શક્રનો મઘ કહ્યો છે. મખ, મઘ, મહ એ ત્રણે શબ્દ પરસ્પર સંબંધિત છે.

ઇન્દ્રમહઉત્સવ વિષે મહાભારતકારે જે ઉલ્લેખ કર્યો છે કે આ પ્રસંગે ભગવાન શંકરનું હાસ્યરૂપમાં પૂજન થતું હતું (भगवान् पूज्यते चात्र हास्यरूपेण शंकरः) એ બાબતમાં બે હકીકતો ખાસ કરીને ધ્યાન દેવા જેવી છે. પહેલી એ કે, ઇન્દ્રમહોત્સવનો સંબંધ ખેતી સાથે હોવાથી આખા વરસના ખાનપાન અને ખાદ્યસામગ્રીના જથ્થાના પ્રદર્શનનો આ સૌથી મોટો પ્રસંગ મનાતો હતો. ગોવર્ધનની પૂજા સાથે અન્નકૂટનો જે ઉત્સવ હોય છે તે વસ્તુતઃ ઇન્દ્રમહોત્સવનો જ એક ભાગ હતો. એ સમયે ઇન્દ્રમહ માટે જાતજાતના જે

---

૧. 'મૃચ્છકટિક'ના ટીકાકાર પૃથ્વીધરના મતે 'इन्द्रमहकामुक्को'નું પાઠાંતર 'इन्द्रमहकाकपोदओ' પણ હતું. એનો અર્થ થાય છે ઇન્દ્રમહના લોભી કાગડાનું બચ્ચું.

ભક્ષ્ય–ભોજ્ય પદાર્થો બનાવાયા હતા તે બધા કૃષ્ણ દ્વારા ઇન્દ્રમહને બદલે ગિરિમહની પ્રતિષ્ઠા શરૂ થયા પછી ગોવર્ધન કે ગિરિપૂજનના કામમાં લેવામાં આવ્યા. આજે પણ ગોવર્ધનની પૂજા સાથે અન્નકૂટનો ઉત્સવ વ્રજમંડળમાં ઊજવાય છે. એનું રૂપ સાર્વજનિક મેળાનું છે. મધ્યકાળમાં વલ્લભાચાર્યના પ્રભાવથી કૃષ્ણલીલાના ઉત્સવોનો જ્યાં જ્યાં પ્રચાર થયો ત્યાં ત્યાં વલ્લભકુલીય મંદિરોમાં અન્નકૂટના ઉત્સવોનો પણ પ્રચાર થયો. લોકમાં આજ સુધી ઘેર ઘેર દિવાળી પછીના દિવસે પોતપોતાની શ્રદ્ધા અને શક્તિ પ્રમાણે અન્નકૂટનો ઉત્સવ ઊજવાય છે.[1] આ અન્નકૂટ એ પ્રાચીન ઇન્દ્રમહોત્સવનો એક ભાગ હતો એ ચોક્કસ છે.

ઇન્દ્રમહની પૂજા એ લોકોના આનંદ-ઉલ્લાસનો આખા વરસનો સૌથી મોટો તહેવાર મનાતો હતો. એનું બીજું મહત્ત્વનું પ્રમાણ નાટ્યશાસ્ત્રમાં ભરત મુનિએ નાટ્યપ્રયોગ માટે બધી તૈયારી કરીને હવે આ પ્રયોગ ક્યાં રજૂ કરવો એવો પ્રશ્ન બ્રહ્માને પૂછ્યો એ ઉલ્લેખ છે. એનો બ્રહ્માએ આમ જવાબ આપ્યો :

---

૧. સુરદાસે ગોવર્ધનના અન્નકૂટનુ સાહિત્યમા અત્યન્ત સરસ અને વિસ્તૃત વર્ણન કર્યું છે. ગાડા અને ટોપલામા ભરેલી વાનીઓના જથ્થાઓનું વર્ણન કરતા સુરદાસે કહ્યુ છે :

परसत भोजन प्रात हीं तैं सब, रवि माथे तैं ढरकि गयो अब ।

(સૂરસાગર, પદ ૧૫૨૬, કાશી સંસ્કરણ)

એટલે કે પ્રાતઃકાળથી ભોજન પીરસવાનું શરૂ થયું પણ એટલી બધી વાનીઓ પીરસાઈ કે બપોરનો સૂરજ માથા પરથી ઢળી પણ ગયો.

महामयं प्रयोगस्य समयः समुपस्थितः ।
अयं ध्वजमहः श्रीमान् महेन्द्रस्य प्रवर्तते ॥१।५४॥
अत्रेदानीमयं वेदो नाट्यसंज्ञः प्रयुज्यताम् ।
ततः तस्मिन् ध्वजमहे निहतासुरदानवे ॥१।५५॥
प्रहृष्टामरसङ्कीर्णे महेन्द्रविजयोत्सवे ।
नान्दी कृता मया पूर्वमाशीर्वचनसंयुता ॥१।५६॥

"આ જ નાટ્યપ્રયોગ રજૂ કરવાનો યોગ્ય સમય છે. આ વખત દેવરાજ ઈન્દ્રનો ધ્વજમહ નામે ઉત્સવ ચાલી રહ્યો છે, હમણાં અહીં પણ નાટ્યવેદનો પ્રયોગ રજૂ કરવો જોઈએ." પછી ત્યાં જ ધ્વજમહના ઉત્સવમાં જ્યાં મહેન્દ્રના અસુરવિજયથી પ્રસન્ન થયેલા દેવતાઓ ઉલ્લાસ કરી રહ્યા હતા ત્યાં ભરત મુનિએ સૌ પહેલાં નાટ્યવેદના પ્રયોગ માટે આશીર્વાદનો ઉચ્ચાર કરીને નાન્દીગાન કર્યું. નાટ્યવેદના આ પ્રયોગથી સંતુષ્ટ થઈને બ્રહ્મા વગેરે દેવતાઓએ નાટક માટે જુદાં જુદાં સાધનો આપ્યાં. એમાં સૌથી પહેલાં ઇન્દ્ર પોતાનો ધ્વજ નાટ્યપ્રયોગની સિદ્ધિ માટે આપ્યો.[1]

એ જ વાતમાં આગળ એ પણ ઉલ્લેખ છે કે જ્યારે નાટકનો પ્રયોગ થયો ત્યારે દૈત્યો બહુ આકુળવ્યાકુળ થયા. એમણે અદેખાઈથી જાતજાતનાં વિઘ્નોથી નાટ્યપ્રયોગને તોડી પાડવા પ્રયત્ન કર્યો. એમણે કહ્યુઃ "આ નાટક આ રીતે જનતામાં ફેલાય એમ અમે ઇચ્છતા નથી." દૈત્યોએ નૃત્ય કરનારાં પાત્રોની વાણી, ચેષ્ટા અને સ્મૃતિને સ્તંભિત કરી દીધી. આ રીતે નાટ્યપ્રયોગમાં આવેલા વિઘ્નથી સૂત્રધારને હત-

---

1. ततो ब्रह्मादयो देवाः प्रयोगपरितोषिताः ।
प्रददुर्हृष्टमनसः सर्वोपकरणानि न ।
प्रीतस्तु प्रथमं शक्रो दत्तवान् स्वध्वजं शुभम् ॥
(नाट्यशास्त्र, १।५८।५९॥)

પ્રભ થયેલો જોઈને દેવરાજ ઇન્દ્ર ખૂબ ગુસ્સે થયા. એમણે એકદમ પોતાનો દિવ્ય ઇન્દ્રધ્વજ ઉપાડી લીધો અને રંગમંચ પર આવીને તરખાટ મચાવતા વિઘ્નોને પોતાના હાથમાં રહેલા જર્જર નામના દંડથી મારીમારીને ભગાડી મૂક્યાં[1]

આ કથાનકથી એ વાત નક્કી થાય છે કે ઇન્દ્રધ્વજમહોત્સવ કે શક્રમહના પ્રાચીન ઉત્સવ સાથે જે આનંદપ્રમોદ થાય છે એ જ પરંપરામા આરંભિક નાટ્યપ્રયોગોની શરૂઆત ભૂતકાળમા પ્રાગૈતિહાસિક સમયમા થઈ હશે. શક્રમહ વખતે થનાર ધામધૂમની સાથે નાટ્યપ્રયોગો પણ એ રીતે ભજવાવા લાગ્યા. (प्रयोगे प्रस्तुते ह्येव स्फीते शक्रमहे पुरा । नाट्यशास्त्र १, ४२)

આ હકીકત પ્રાચીન ભારતીય ઉત્સવોની વિકાસપરં

१ एवं प्रयोगे प्रारब्धे दैत्यदानवनाशने ।
अभवन् क्षुभिता सर्वे दैत्या ये तत्र संगता ॥३०॥
विरूपाक्षपुरोगाश्च विघ्नानुत्पाद्य तेऽब्रुवन् ।
नेत्थमिच्छामहे नाट्यमेतदागम्यतामिति ॥३१॥
ततस्तैरसुरैः सार्धं विघ्नमायामुपाश्रिताः ।
वाचश्चेष्टां स्मृतिं चैव स्तम्भयन्ति स्म नृत्यताम् ॥३२॥
एवं विध्वंसितं दृष्ट्वा सूत्रधारस्य देवराट् ।
कस्मात् प्रयोगवैषम्यमित्युक्त्वा ध्यानमाविशत् ॥३३॥
अथापश्यन् सदो विघ्नैः समन्तात् परिवारितम् ।
सहेतरैः सूत्रधारं नष्टसंज्ञं जडीकृतम् ॥३४॥
अथोत्थाय द्रुतं क्रोधाद् दिव्यं जग्राह स ध्वजम् ।
सर्वरत्नोज्ज्वलतनुः किञ्चिदुद्वृत्तलोचनः ॥३५॥
रंगपीठगतान् विघ्नानसुरांश्चैव देवराट् ।
जर्जरीकृतदेहांस्तानकरोज्जर्जरेण सः ॥३६॥

(नाट्यशास्त्र १, ३०, ३६)

પરાને સર્વથા અનુકૂળ હતી. આ ઉત્સવો યાત્રારૂપે હતા. ઇન્દ્રધ્વજઉત્સવને યાત્રા પણ કહેવાઈ છે. 'નાયાધમ્મકહા' નામના જૈનસૂત્રગ્રંથમાં સ્પષ્ટપણે ઇન્દ્રમહ અને ખંદમહનો ઉલ્લેખ કર્યા પછી રુદ્ર, શિવ, વૈશ્રવણ, નાગ, યક્ષ, ભૂત, નદી, તડાગ, વૃક્ષ, ચૈત્ય, પર્વત, ઉદ્યાન અને ગિરિ આ તેર ઉત્સવોનો વધારે ઉલ્લેખ થયો છે અને એ બધાને યાત્રા એવું નામ અપાયું છે.[1] યાત્રાને પ્રાચીન કાળમાં સમાજ પણ કહેતા જેવું વર્તમાનકાળમાં મેળાઓનું સ્વરૂપ હતું તેવું જ આ સમાજ અને યાત્રાઓનું હતું. એના મૂળમાં કોઈક દેવ-પૂજા અથવા ધાર્મિક પૂજાનું બીજ રહેતું હતું. પરંતુ એમનું બાહ્ય સ્વરૂપ આનંદ, નાચ-ગાન, મેળા-તમાશા અને ખાન-પાનની મસ્તીથી ભરેલુ રહેતું હતું. જાતકોમાં પહાડ પર થનારા એક મેળાને 'गिरिग्गसमज्ज' એટલે 'ગિરિ અગ્ર સમાજ' કહેતા (जातक ३, ५३८). એમાં જાતજાતના જમણવારો ઉપરાંત નાટક-તમાશાની પણ વ્યવસ્થા હતી. જાતકોમાં આ સમાજનું જે સ્વરૂપ રજૂ થયું છે તે કંઈક આવું છે: સમાજની જાહેરાત થયા પછી બધા લોકો અણોજો રાખતા. ઢોલ અને શંખ વગા-ડનારાઓ બધાને ખબર આપતા. અમીર-ગરીબ બધા નવાં કપડા અને માળાઓ પહેરીને સ્ત્રીઓ સાથે શરીર પર સુગંધી અને અનુલેપનો લગાડીને નીકળતા. સૌ સાથે મળીને ખાતા-પીતા. સમાજમા જાતજાતના ખેલ-તમાશા થતા. નાચવા-ગાવાનો પણ રંગ જામતો. જૂનાં કવિતાબદ્ધ આખ્યાનો કત્થક લોકો ગાઈને સંભળાવતા અને શ્રોતાઓ સાંભળતા. ક્યાંક મલ્લ-

---

१ अज्ज रायगिहे नगरे इन्दमहेति वा खदमहेति वा एव रुद्दसिव वेस्समण-नाग-अक्ख-भूय-नई-तलाय-रुक्ख-चेभिय – पव्वय-उज्जाण – गिरिजत्ताई वा ।

(नायाधम्मवहाओ, १, २५)

યુદ્ધ થતું, તો ક્યાંક હસ્તિયુદ્ધ. અશ્વયુદ્ધ અને મેષયુદ્ધનાં પ્રદર્શનો પણ થતાં. વળી ક્યાંક યોદ્ધાઓ દંડયુદ્ધ (લાઠીદાવ) પણ ખેલતા. આવાં યુદ્ધો ઉપરાંત નાટકોનો અભિનય પણ થતો અને ગવૈયાઓ વચ્ચે હરીફાઈ જામતી. નટો જાતજાતની કળા દેખાડતા. ક્યારેક વાંસ પર ચડતા તો ક્યારેક દોરડા પર. મદારીઓ પોતાના મહુવરથી લોકોનું મનોરંજન કરતા. ક્યાંક હીંચકા બંધાતા અને લોકો એના પર હીંચતા (दोलायांक्लितुम्). નદી કે તળાવને કિનારે જલક્રીડાની મોજ પણ લોકો માણતા. ધાર્મિક પૂજાના મૂળ બીજ પર આ રીતે ખેલ-તમાશાનું આવરણ ચઢવાથી બધા લોકો માટે એ વિશેષ આકર્ષણનું કારણ બની જતું હતું. મેળાનું આ જ સ્થળ અને ધાર્મિક રૂપ હતું.

વિરાટ પર્વમાં બ્રહ્માજીના મેળાને સ્પષ્ટ રીતે બ્રહ્માનો ઉત્સવ કે બ્રહ્માનો સમાજ કહ્યો છે.(ब्रह्मणः समाजे, विराट० १३। ૧૪-૧૫). આ રીતે આપણે જોઈએ છીએ કે એક બાજુ भगवान् पूज्यते चात्र हास्यरूपेण शङ्करः । આ પરંપરામાં અનેક લોકોત્સવ અને મેળા આજ સુધી જનસાધારણમાં ચાલ્યા આવે છે, તો બીજી બાજુ આ જ મહ નામના ઉત્સવોના વિકાસ સાથેસાથે પ્રયોગપ્રધાન નાટ્યશાસ્ત્રનો જન્મ થયો. એ પ્રયોગો નૃત્ય, ગીત, અભિનય અને સંવાદના રૂપમાં વિકસિત થઈને સમાજમાં ઊંચી પ્રતિષ્ઠા પામ્યા.

ભારતીય લોકનું જીવન વિશિષ્ટ પ્રકારનું છે. એમાં જૂનામાં જૂની પરંપરાઓ આજે પણ જીવંત રહી ગઈ છે. મારા જન્મ-સ્થાન નજીકના એક ગામમાં વાતચીત કરતાં મને ઇંદ્રના યજ્ઞનો પહેલી વાર પરિચય થયો. પૂરણ નામના એક રજપૂતે જેવો એ શબ્દનો ઉચ્ચાર કર્યો કે તરત મારું ધ્યાન એના

સુધીના દિવસોમાં વ્રજમંડળની મોટી ચોરાશી ગાઉની પ્રદ-ક્ષિણા વ્રજયાત્રાના નામે ચાલે છે. કાશીમાં પણ પાંચકોશી પરિક્રમાની પ્રથા છે.

ઉપર લખેલ ઇન્દ્રમહના વર્ણનથી એ સ્પષ્ટ થાય છે કે ઇન્દ્રમહોત્સવ હરિયાળીથી ભરેલ શસ્યશ્યામલા ધરિત્રીનાં દર્શનથી પેદા થનાર માનવીય ઉલ્લાસને વ્યક્ત કરવાનો ઉત્સવ હતો. એ દ્વારા વિશ્વવ્યાપી પ્રજનન અને પૃથ્વીની કૂખમાંથી વિકસનાર વનસ્પતિજીવનને જોઈને માનવના સ્વાભા-વિક હર્ષની અભિવ્યક્તિ થતી હતી. ઇન્દ્રમહ અને ગિરિમહ-ના સંઘર્ષનો જે થોડો ઇશારો હરિવંશપુરાણમાં મળે છે એનાથી એવું અનુમાન થાય છે કે જેમના જાતીય દેવતા ઇન્દ્ર હતા તેવા સાસ્કૃતિક થરના લોકો સાથે ઇન્દ્રમહનો સંબંધ હતો. એક બાજુ વૈધ યજ્ઞો દ્વારા ઇન્દ્રનું પૂજન થતું હતું તો બીજી બાજુ એનું લોકસામાન્ય રૂપ સાધારણ પ્રજામાં ઇન્દ્ર-મહના રૂપે પ્રચલિત હતું. એનો અર્થ એ કે ઇન્દ્રયજ્ઞનો સંબંધ આર્યજાતિ સાથે અને ગિરિમહ, યક્ષમહ વગેરેનો સંબંધ ભારતની પ્રાચીન જાતિઓ સાથે હતો.

જે રીતે ભારતમાં ઇન્દ્રધ્વજઉત્થાપન અને પૂજનનો ઉત્સવ પ્રચલિત હતો તેવી રીતે એને મળતી પ્રથા યુરોપ-નિવાસી આર્યોમાં પણ હતી. યુરોપના કેટલાયે દેશોમાં મે-દિવસ અને મે-પોલનો ઉત્સવ ઊજવવાની પ્રથા હતી. મે-પોલનો અર્થ જ ઇન્દ્રની વૈણુવી યષ્ટિનું સ્મરણ કરાવે છે. મે-દિવસના ઉત્સવનું સ્વરૂપ કંઈક આવું છે મે-દિવસ પહેલાંની સાંજે અથવા એ જ દિવસે વહેલી સવારે ઊઠીને લોકો જંગલમાથી વૃક્ષોની લીલી ડાળીઓ અને ફૂલો એકઠાં કરે છે. ગામમાં કુમાર-કુમારિકાઓમાંથી કોઈ એકને ઉત્સ-

વની રાણી કે રાજા તરીકે પસંદ કરીને એમનો અભિષેક કરે છે, અને એને સાથે લઈ ગામમાં ઘેર ઘેર નાચે ગાય છે અને ઉત્સવ માટે કંઈક ધન પણ એકઠું કરે છે. આ દાન દેવાથી દેનારને આ ઋતુનું વરદાન અને આશીર્વાદ પ્રાપ્ત થાય છે. પોતાની સાથે તેઓ ફૂલમાળા અને લીલાં ડાળાં-ડાળીઓવાળું એક ઝાડ લઈને ચાલે છે. આ ઝાડ મે-ટ્રી કહેવાય છે. મે-ટ્રી કે મે-પોલને જંગલમાંથી કાપી લાવવું અને એને સજાવવું, ઊભું કરવું તથા એની ચારે બાજુ નૃત્ય કરવું એ આ ઉત્સવનું ત્રીજું અંગ છે. કોઈ એક મધ્ય સ્થળે રંગ-બેરંગી કપડાંથી સજાવીને આ વૃક્ષને ઊભું કરે છે અને એની ચારે બાજુ સમૂહનૃત્ય થાય છે. કેટલાંક ગામોમાં એવી પ્રથા છે કે દરેક ઘરની સામે આંગણામાં મે-પોલની સ્થાપના કરીને તે તે કુટુંબના લોકો એની ચારે બાજુ નૃત્ય કરે છે. યુરોપ, અમેરિકા અને કૅનેડામાં વસંતનો આ મહાન ઉત્સવ છે.

જંગલમાં જવું અને ત્યાંથી ફૂલ અને લીલી ડાળીઓ લઈને પાછા ફરવાનો અર્થ એ છે કે લોકો પોતાના ગામમાં નવા જીવનના પ્રતિનિધિ વસંતનું આવાહન કરે છે, એનો નવો અવતાર કરાવે છે, અને એને પોતાને ત્યાં નિમંત્રણ આપે છે. (જુઓ, ફ્રેઝર, 'મૅજિક આર્ટ' ભા. ૨, લંડન, ૧૯૧૧, પૃ.૫૯). વસંતકાળમાં પ્રકૃતિના રોમરોમમાંથી જે ફૂટી નીકળે છે, જેના આગમનથી જંગલમાં મંગળ થઈ જાય છે અને જેની પ્રેરણાથી સુકાઈ ગયેલાં ઠૂંઠાંઓમાં પણ નવી કૂંપળો અને કળીઓ ફૂટે છે એવી આ નૂતન સર્જનની પ્રવૃત્તિમાં બધા લોકો ભાગીદાર થાય એવો એ વસંતયષ્ટિને અને ફૂલની માળાઓને લઈને ઘેર ઘેર જવાનો અર્થ છે. એ વખતે જનતામાં સાચો ઉલ્લાસ પ્રસરે છે અને

તે પણ મહ નામના ઉત્સવો જ હતા. આ રીતે પ્રાચીન સાહિત્યમાંથી ઓગણીશ મહ ઉત્સવોની સૂચિ મળે છે. એ આ પ્રમાણે છે : ઇન્દ્રમહ, સ્કંદમહ, રુદ્રમહ, શિવમહ, વૈશ્રવણમહ, નાગમહ, યક્ષમહ, ભૂતમહ, નદીમહ, તડાગમહ, વૃક્ષમહ, ચૈત્યમહ, પર્વતમહ, ઉદ્યાનમહ, ગિરિમહ, ધનુર્મહ, કામમહ, બ્રહ્મમહ, ચંદ્રમહ. આમાંથી ધનુર્મહ, ગિરિમહ અને ઇન્દ્રમહનું વર્ણન ઉપર થઈ ગયું છે. આ ત્રણ વિષે ધારણા કરતાં કંઈક વધુ સામગ્રી મળે છે. જૈનગ્રંથ 'નિશીથચૂર્ણિ'ના મત પ્રમાણે ઇન્દ્રમહ, સ્કંદમહ, યક્ષમહ અને ભૂતમહ એ ચારે ભારતવર્ષના મહામહ એટલે કે મોટા ઉત્સવો હતા. ઇન્દ્રમહ અષાઢી પૂર્ણિમાને દિવસે, સ્કંદમહ આસોની પૂર્ણિમાને દિવસે, યક્ષમહ કારતકી પૂનમે અને ભૂતમહ ચૈત્રી પૂનમે ઊજવાતો હતો. રામાયણમાં આસો મહિનાની પૂનમે ઇન્દ્રધ્વજ ઉત્સવનો ઉલ્લેખ છે. ( इन्द्रध्वज इवोद्धूतः पौर्णमास्यां महीतले । आश्वयुक् समये मासि गतसत्त्वो विचेतनः ॥ –किष्किंधाकांड, १६।३७) એક બીજી અનુશ્રુતિ છે કે લાટદેશમાં ઇન્દ્રમહ શ્રાવણી પૂર્ણિમાને દિવસે ઊજવાતો હતો. (निशीथचूर्णि, ૧૧, પૃ. ૧૧૭૪, શ્રી જગદીશચંદ્ર જૈન, 'લાઈફ ઇન એન્શ્યંટ ઇંડિયા એઝ ડેપિક્ટેડ ઇન ધ જૈન કૅનન્સ', પૃ. ૨૧૬).

## ૪. નદીમહ

નદીમહ એટલે નદીદેવતાની પૂજા અને તેની સાથે સંકળાયેલા ઉત્સવો. ગંગામહ નામનો મેળો એ નદીમહનું જ ખાસ ઉદાહરણ હતું. ( काशिका ५।१।१०९ ) ગંગા અને તેના જેવી બીજી પવિત્ર નદીઓને કિનારે આ પ્રકારના મેળા થતા હતા. વૈદિક વિચારધારામાં પાણી અત્યંત પવિત્ર મનાયું છે. વૈદિક મંત્રોમાં 'आपो देवता'નો વારંવાર ઉલ્લેખ થયો છે. નદી, સમુદ્ર, સરોવર, ઝરણાં, કૂવા, ખાડા, મેઘ વગેરેમાં રહેલાં બધાં જળને પવિત્ર માનવામાં આવ્યાં છે. નદીમહ અને તડાગમહના ઉત્સવો આજે ધાર્મિક પરંપરાને આધારે ઊજવાતા આવ્યા છે. નદીઓનું દેવતારૂપ વેદોમાં પણ દેખાઈ આવે છે. વેદોમાં સરસ્વતીને અત્યંત પવિત્ર માની છે. રામાયણ અને મહાભારતમાં તો નદીઓના દેવતારૂપનું વારંવાર પુનરાવર્તન થયું છે. નદીઓને યજ્ઞની વેદીઓની માતા કહી છે, કેમ કે મોટા ભાગના યજ્ઞોનો ક્રમ નદીઓના કિનારે જ વિસ્તરતો આગળ વધ્યો છે.[1] સિંધુ, સરસ્વતી, યમુના, ગંગા, નર્મદા, ગોદાવરી, કાવેરી, આ સાત મહાનદીઓના ખોળામાં આર્યસંસ્કૃતિનો ક્રમશઃ વિસ્તાર થયો અને એ સાતેય નદીઓ પવિત્ર મનાઈ. ભીષ્મપર્વમાં કહ્યુ છે કે બધી નદીઓ વિશ્વની માતાઓ છે, બધી જ મહાન ફળ દેનારી છે. આર્ય અને મ્લેચ્છ કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના હળીમળીને ગંગા, સિંધુ, સરસ્વતી વગેરે મહાનદી-

---

१ ऐता नद्यस्तु धिष्ण्याना मातरो या प्रकीर्तिताः ।

( वनपर्व, २१२, २४ )

ઓના પાણી પીએ છે.[1] ગંગા ભારતીય નદીદેવતાઓમાં સૌથી વધુ પવિત્ર અને મહત્ત્વપૂર્ણ પદવીની અધિકારી થઈ. મહાભારતમા એને દેવનદી અને લોકનદી કહી છે. તે હિમવાનની પુત્રી, શિવની પત્ની અને સ્કંદની માતા છે. અંતિમ ઉલ્લેખ કંઈક મહત્ત્વપૂર્ણ છે. કોઈ વિશિષ્ટ ધાર્મિક પશ્ચાદ્ભૂમિકાને પરિણામે ગંગામહ અને સ્કંદમહ એ બંને પરંપરાઓનો એકબીજા સાથે સમન્વય થઈ ગયો હોય એમ લાગે છે વર્ષમાં એક કે વધારે વાર ધાર્મિક સ્નાનનો મેળો ન થતો હોય એવી કોઈ નદી, જલધારા કે જલાશય ભારતવર્ષમા ભાગ્યે જ હશે. નદીમહ અથવા નદીયાત્રા જેમ જ તડાગયાત્રા (तड़ागजत्त) કે તળાવની જાત્ર અથવા તળાવના મેળાનો પણ ઉલ્લેખ છે પ્રત્યેક પોખર–નાનકડું તળાવડું અને તળાવ કોઈ ને કોઈ દેવતાનું નિવાસસ્થાન મનાય છે અને ધાર્મિક દૃષ્ટિએ લગભગ બધાં પૂજા યોગ્ય મનાતા હતાં. નદીદેવતા અને તળાવોનું અંકન ભારતીય કલામાં કઈ રીતે થયું છે તેની ચર્ચા આગળ પર થશે

'નાયાધમ્મકહા'ની સૂચિમા પર્વતયાત્રા અને ગિરિયાત્રાને અલગ અલગ ગણી છે આ બન્નેનો ભેદ હજી સ્પષ્ટ નથી. હિમાલય અને રૈવતક જેવા મોટા પર્વતોની પૂજા અને મેળા પર્વતમહ, અને ગોવર્ધન જેવા નાનકડા ડુંગરાઓની પૂજા ગિરિમહ કહેવાતી હશે એવો સભવ છે.

१. विश्वस्य मातर सर्वा सर्वाश्चैव महाफला ।
इत्येता सरितो राजन् समाख्याता यथास्मृति ॥
(भीष्मपर्व, ९/३७-३८)
आर्या म्लेच्छाश्च कौरव्या तैर्मिश्रा पुरुषा विभो ।
नदी. पिवन्ति विपुलां गङ्गां सिंधु सरस्वतीम् ॥
भीष्म० ९, १३-१४ )

## ૫. ખંદમહ

ખંદમહ એટલે સ્કંદની પૂજા સંસ્કૃત સ્કંદનું પ્રાકૃત અને પાલિરૂપ ખંદ છે. પાલિસાહિત્યમાં ખંદ દેવતાનો ઉલ્લેખ મોટે ભાગે નથી મળતો. ફક્ત ઉદાનવર્ગની અટ્ઠકથામાં શિવની સાથે એક વાર ખંદ દેવતાનો ઉલ્લેખ થયો છે. એ ઉલ્લેખ લગભગ ગુપ્તકાળનો હશે. વેદોમા પણ સ્કંદનો ઉલ્લેખ નથી મળતો. ફક્ત અથર્વવેદના પરિશિષ્ટ-ગ્રંથોમાં વીસમા પરિશિષ્ટનું નામ સ્કંદયાગ કે ધૂર્તકલ્પ છે. એમા સ્કંદની પૂજાનું વિધાન છે. એ ગ્રંથ પ્રમાણે ફાગણ, અષાઢ અને કારતક વદની છઠને દિવસે સ્કંદની પૂજા કરવી જોઈએ. એ ગ્રંથમા સ્કંદને ષડાનન, બ્રહ્મણ્ય અને કાર્તિકેય પણ કહ્યો છે. પણ સૌથી આશ્ચર્યજનક વિશેષણ 'भगवान् देवो धूर्त 'માં સ્કંદની 'ધૂર્ત' સંજ્ઞા છે. એ વારંવાર આવી છે. વસ્તુત સ્કંદયાગ એટલે કે સ્કંદની પૂજાને ધૂર્તકલ્પ–ધૂર્ત નામના દેવતાની પૂજાવિધિ કહી છે હાથી, સિંહ, વાઘ અને મોરને એના વાહન માન્યા છે. એના હાથમા શક્તિ ધારણ કરેલી હોય છે અને માતૃકાગણ (માતા–દેવીઓ) હમેશા એની સાથે રહે છે હજાર કન્યાઓ એને હમેશા ઘેરીને રહે છે. તે અગ્નિ અને કૃત્તિકાઓનો પુત્ર છે. સદ્યોજાત અને ઉગ્રકુમાર એવા પણ એના નામ છે. એક જગાએ લખ્યું છે 'धूर्ताय स्कन्दाय विशाखाय पिनाकसेनाय भ्रातृव्यक्रमाय स्वच्छन्दाय वरघण्टाय निर्मलाय लोहितगात्राय शालकटंकटाय स्वाहा । ધૂર્ત નામ બીજે ક્યાંય મળતું નથી. 'શાલકટંકટ' મહાભારત અને રામાયણમાં રાક્ષસોનાં નામ છે. પણ યાજ્ઞવલ્ક્ય-સ્મૃતિ(૧/૨૮૫)ના ગણપતિકલ્પ પ્રકરણમા દુઃસ્વપ્નની

શાંતિનું વિધાન કરતી વખતે શાલકટંકટ નામના ગણોને આહુતિ અને બલિ દેવાનો ઉલ્લેખ છે. આ સૂચિમાં કુષ્માંડ પણ એક ગણ છે. આ બધાં નામો પરથી જણાય છે કે સ્કંદનો ઉદ્ભવ અત્યંત નીચી કોટિના દેવોમાંથી થયો હશે. મહાભારતમાં સ્કંદ વિષે જે વિસ્તૃત સામગ્રી મળે છે એનાથી એના મૂળ સ્વરૂપ અને વિકાસ પર ઠીક પ્રકાશ પડે છે. મૂળ રૂપમાં સ્કંદ પિશાચ ગણમાંના એક હતા. વિકાસના પહેલે પગથિયે રુદ્રની સાથે સ્કંદનો સમન્વય થયો. બીજા સોપાનમાં અગ્નિ સાથે અને ત્રીજા કે છેલ્લા પગથિયે ઇન્દ્રની સાથે. આને કારણે ગુપ્તકાળમાં સ્કંદ દેવસેનાના સેનાપતિના રૂપમાં અત્યંત પ્રતિષ્ઠિત પદવી પામ્યા. આ જ વિકાસક્રમમાંથી એક નાનકડી શાખા ફૂટી. એને કારણે સ્કંદ બાલગ્રહ એટલે કે બાળકોના રક્ષક દેવતા મનાયા. આ બાબતમાં વધારે વિસ્તારથી વિચાર કરવો જરૂરી છે. હિન્દુ ધર્મની સ્વાભાવિક પ્રકૃતિ પ્રમાણે જેમ જેમ સ્કંદનાં સ્વરૂપોનો વિકાસ થતો ગયો તેમ તેમ એના સમર્થન માટે નવી નવી કથાઓ બનતી ગઈ. એ કથાઓમાં જુદા જુદા દેવોની સાથે મૂળ દેવતાની કલ્પના પણ વિકસતી ચાલી.

* મહાભારતમાં એવી કથા છે કે લોકમાં અનેક પ્રકારના માંસભક્ષી પિશાચો હતા. સ્કંદ પણ એ બધાથી વીંટળાયેલો રહેતો હતો. એ બધાની ઉત્પત્તિ રુદ્રના વીર્યથી થઈ છે એમ કહ્યું છે. આ કારણે એ પિશાચગણ રુદ્રના પારિષદો મનાયા. આમ સ્કંદને રુદ્રનું પિતૃત્વ પ્રાપ્ત થયું. આ બાબતમાં એક બીજી કથા પણ વિચારવા જેવી છે. એમાં સ્કંદને અદ્ભુતનો પુત્ર કહ્યો છે. પ્રાચીન સાહિત્યમાં યક્ષનું નામ અદ્ભુત હતું. ઉત્તર ભારતના પ્રાચીન સાહિત્યમાં સ્કંદને

બ્રહ્મણ્ય કહ્યો છે એનો હેતુ પણ આ જ દેખાય છે. સુબ્રહ્મણ્ય નામ તો પાછળથી દક્ષિણના સાહિત્યમાં પ્રચલિત થયું. પાછળના વખતના વૈદિક કાળની તથા ઉપનિષદોની પરંપરામાં બ્રહ્મ એ યક્ષનો પર્યાય બની ગયો. એટલે એમ લાગે છે કે પિશાચ કોટિમાંથી એક પગ ઊંચો કરીને સ્કંદનો યક્ષો સાથે સંબંધ માની લેવામાં આવ્યો. વનપર્વના સ્કંદોત્પત્તિઆખ્યાનમાં જેણે સ્કંદને જન્મ આપ્યો તે અદ્ભુત નામના તત્ત્વને સૂર્યમાંથી પેદા થનાર એક ખાસ પ્રકારનો અગ્નિ કહ્યો છે. એ અગ્નિને યજ્ઞમાંથી નીકળનાર આહવનીય નામના અગ્નિ સાથે ભેળવી દીધો. બીજા શબ્દોમાં અદ્ભુત માટે એમ કહેવાયું કે એણે યજ્ઞના સપ્તર્ષિઓની પત્નીઓને જોઈ અને તે એમના પર મોહિત થયો. અંતે દક્ષની પત્ની સ્વાહાએ શિવા નામ ધારણ કરીને સર્પ, રાક્ષસ અને પિશાચોથી ઘેરાયેલા એક પર્વત પર અદ્ભુતના વીર્યથી સ્કંદને જન્મ આપ્યો. સ્વાહાએ અરુંધતી સિવાયની બીજી છ ઋષિપત્નીઓનું રૂપ ધારણ કર્યું હતું. એથી નવા જન્મેલા બાળકનાં છ મોઢાં થયાં. આ કથામાં નિષાદ અને આર્ય એ બન્ને સાંસ્કૃતિક પ્રવાહોનો સમન્વય જોઈ શકાય છે. મહાભારતમાં રુદ્ર અને અગ્નિની પરંપરાઓનો સમન્વય કરતાં સ્પષ્ટ લખ્યું છે કે રુદ્ર અને ઉમાએ અગ્નિ અને સ્વાહામાં પોતપોતાના સ્વરૂપે પ્રવેશ કર્યો[1] અને એમની સંતતિરૂપે સ્કંદનો જન્મ થયો. રુદ્ર–શિવના પરિવારમાં મળી જવાથી સ્કંદની પ્રતિષ્ઠામાં ઘણો વધારો થયો. વૈદિક અગ્નિ સાથે તો સ્કંદનો સમન્વય થયેલો જ. વેદોના દેવોના અધિપતિ ઇન્દ્રે

---

૧. रुद्रेणाग्निं समाविश्य स्वाहामाविश्य चोमया ।
हितार्थं सर्वलोकाना जातस्त्वमपराजित. ॥
(वनपर्व, २२०, ९)

પણ એનો પોતાના સેનાપતિ તરીકે સ્વીકાર કર્યો '

---

૧ માર્કંડેય સમાસ્યાપર્વમાં એક વિશિષ્ટ ઉપદેશપૂર્ણ કથા છે કે અદ્ભુત એટલે કે યજ્ઞ અને રુદ્રના તેજથી એક બાળકનો જન્મ થયો તે જ સ્કંદ કહેવાયો માતૃગણે તેની પૂજા કરી અનેક ઘોર ગ્રહ, ઉપગ્રહ અને પારિષદોના ગણો માતૃગણો સાથે એ બાળકને ઘેરીને ઊભા રહ્યા ઇન્દ્રને એને વિશે શંકા થઈ અને એ ઐરાવત હાથી પર ચડીને એને મારવા આવ્યો પણ ગુહ નામના દેવતા સ્કંદથી ત્રાસી ગયા ત્યારે ઇન્દ્રે સ્કંદ પર વજ્ર ચલાવ્યું એ એને ડાબા પડખામાં વાગ્યું વજ્રના પ્રહારથી સ્કંદના જમણા પડખામાંથી વિશાખ નામના એક નવા યુવાનનો જન્મ થયો ખરી રીતે તો આ વાત પાછળ તત્ત્વ એ છે કે લોકમાં બકરાના મોઢાવાળા વિશાખ નામના એક નીચી કોટિના દેવતાની માન્યતા હતી એ કદાચ એક બાલગ્રહ હતો તે પણ સ્કંદના પરિવારમાં જોડાઈ ગયો આગળ જતા આ વાતને એમ કહી છે કે છાગમુખ ( બકરાના મોઢાવાળો દેવતા ) પણ ખુદ સ્કંદના જ છ મોઢામાંનું એક મો હતું

छागमयं वक्त्र स्कन्दस्यैवेति विद्धि तत्।

(તે જ,૨૧૭૧૧૨)

વસ્તુત આ છઠ્ઠું મસ્તક સ્કંદના બધાં રૂપોમાં શ્રેષ્ઠ મનાય છે

षण्णा तु प्रवरं तस्य शीर्षाणामिह शब्दते

शक्ति येनासृजद् दिव्या भद्रशाख इति स्म ह ॥

( તે જ, ૨૧૭૧૧૩ )

આ રીતે ઇન્દ્ર અને સ્કંદના સંઘર્ષની પરિસમાપ્તિ કથાકારે ખૂબ ઉત્તમ રીતે કરી છે સર્વલક્ષણસંપન્ન, ત્રિલોકમાં સુપ્રિય, શૂર, ઝગમગતા સુવર્ણના કુંડલોથી અલંકૃત આ યુવકની પાસે શ્રીદેવી આવી અને એણે સાક્ષાત્ પ્રગટ થઈને એની સેવા કરી તેથી તે શ્રેષ્ઠ કુમાર સૌંદર્યથી પૂર્ણ થઈ ગયો અને બધા લોકો એના તરફ જાણે પૂર્ણ ચંદ્રને જોતા હોય તેમ જોવા લાગ્યા

એવી કથા છે કે એકવાર શિવ અને પાર્વતી પોતાના સૂર્ય જેવા વર્ણવાળા રથ પર જતાં હતાં. એમની સાથે

सर्वलक्षणसंपन्नं त्रैलोक्यस्यापि सुप्रियम् ।
ततः तं वरदं शूरं युवानं मृष्टकुण्डलम् ॥
अभजत् पद्मरूपाश्रीः स्वयमेव शरीरिणी ।
श्रियाजुष्टः पृथुयशाः स कुमारवरस्तदा ॥
(આરણ્યક પર્વ, ૨૧૮/૩–૪)

સૌંદર્યની અધિષ્ઠાત્રી શ્રીદેવીનો સ્કંદ સાથેનો સંપર્ક એ વાતનો પ્રતીકાત્મક સંકેત છે કે કોઈક ભયંકર આકૃતિ, તીક્ષ્ણ દાંત અને રાતા નેત્રવાળા યક્ષપિશાચ જેવા દેવતાને ઊંચે ચડાવીને કોઈક અભિજાત દેવતાના રૂપમા ફેરવી નાખ્યો છે. જેવું સ્કંદને આ રૂપ પ્રાપ્ત થયું કે તરત મહાત્માઓ, બ્રાહ્મણો અને મહર્ષિઓ એની સ્તુતિ કરવા માંડયા : હે હિરણ્યવર્ણ દેવ, તારુ કલ્યાણ થાઓ. તું લોકોને માટે સાક્ષાત્ શંકર જેવો છે. હે દેવ, તેં જ બધાને અભયદાન દીધું છે એ માટે તું સાચે જ અભય દેનાર ઇન્દ્ર છે.

हरिण्य वर्ण भद्रं ते लोकाना शङ्करो भव ।
त्वया षड्रात्रजातेन सर्वे लोका वशीकृताः ॥
अभय च पुनर्दत्तं त्वयैवैषां सुरोत्तम ।
तस्मादिन्द्रो भवानस्तु त्रैलोक्यस्याभयङ्कर ॥ (વનપર્વ, ૨૧૮ ૬–૭)

આના ઉત્તરમા સ્કંદે પૂછ્યું કે, 'ઇન્દ્રનું લોકમા શુ કાર્ય છે?' ઋષિઓએ કહ્યું : 'ઇન્દ્ર પ્રાણીઓને બળ, તેજ, સુખ અને સંતતિ આપે છે, તે દુષ્ટોનો સંહાર કરે છે અને સદાચારી લોકોને કલ્યાણકારી વસ્તુઓ આપે છે. ઇન્દ્રનું આ જ કામ છે. ઇન્દ્રમા બહુ બળ હોય છે. હે વીર, તું પણ બળવાન છે. તારામા શ્રેષ્ઠ બળ છે. તેથી તું અમારો ઇન્દ્ર બન ' ઇન્દ્રે પોતે પણ આગળ આવીને ઋષિઓની આ વાતનું સમર્થન કર્યું : 'હે મહાબાહુ, અમે સૌ તુ ઇન્દ્ર બને એથી પ્રસન્ન છીએ. આજે જ તું તારો અભિષેક કરાવ.' ઇન્દ્રના આવા ત્યાગ પ્રત્યે

ગુહ્યકો સહિત કુબેર પોતાના પુષ્પક વિમાન પર હતા. પાછળ ઐરાવત પર સવાર થઈને ઇન્દ્ર દેવો સાથે ચાલતા હતા. જંભક યક્ષ નામના રાક્ષસો સાથે એક બાજુ અમોઘ નામનો મહાયક્ષ જતો હતો તો બીજી બાજુ યમ સેંકડો ઘોર વ્યાધિઓના ગણો સાથે ચાલતો હતો. યમ પાછળ શિવનો ઘોર વિજય નામનો અસુર હતો. ત્રિશૂલની પાછળ રુદ્રની પટ્ટા, ગદા, મુસળ અને શક્તિ વગેરે સાથે એમનું છત્ર હતું. એની પાછળ મહર્ષિગણથી રક્ષિત કમંડલ હતું. આમ રુદ્રની સવારી ચાલતી હતી. એમાં નદી, નદ, ઋષિ, દેવ, ગંધર્વ, ભુજંગ, નક્ષત્ર, ગ્રહ, દેવકુમાર, અપ્સરાઓ અને પર્જન્ય પણ હતાં. સોમદેવતાએ રુદ્રના મસ્તક પર શ્વેત છત્ર ધર્યું હતું. વાયુ અને અગ્નિ ચામર ઢોળતા હતા. રાજર્ષિઓ સાથે ઇન્દ્ર શિવની સ્તુતિ કરતો પાછળ ચાલતો હતો. ગૌરી, વિદ્યા, ગાંધારી, કેશિની, સાવિત્રી વગેરે બધી વિદ્યાઓ પાર્વતી

વિનય દેખાડતા સ્કંદે કહ્યું: 'હે શક્ર, હું તારો અનુચર છું. હું ઇન્દ્રત્વ નથી ઇચ્છતો'

अहं ते किङ्कर. शक्र न ममेन्द्रत्वमीप्सितम् । (તે જ, ૨૧૮–૧૪).

ઇન્દ્રે ફરી એકવાર આગ્રહ કર્યો, પણ સ્કંદે દૃઢતાથી તેનો અસ્વીકાર કર્યો એટલે ઇન્દ્રે કહ્યું, 'ઠીક છે. જો તારી એવી જ ઇચ્છા છે તો તું મારા કહેવાથી દેવતાઓના સેનાપતિપદ માટે અભિષેક કરાવ. હું તારા કહેવાથી ઇન્દ્ર રહીશ.'

अभिषिच्यस्व देवानां सेनापत्ये महाबल ।
अहमिन्द्रो भविष्यामि तव वाक्यान्महाबल । (તે જ ૨૧૮–૨૧)

આ કથાનકથી મહાભારતકારનો ઉદ્દેશ સ્કંદ અને ઇન્દ્ર એ બન્નેની ધાર્મિક પરંપરાઓનો સમન્વય કરવાનો હતો. કથાકારે સ્પષ્ટ શબ્દોમાં પોતાના ઉદ્દેશનું પ્રતિપાદન કર્યું છે.

પાછળ ચાલતી હતી. સૌથી આગળ રાક્ષસ નામનો ગ્રહ ધ્વજ લઈને ચાલતો હતો. રુદ્રનો અંગત મિત્ર, સ્મશાનમાં પહેરો દેનાર પિંગલ નામનો યક્ષેન્દ્ર સૌથી આગળ ચાલતો હતો. આ રીતે રુદ્ર દેવતાની સવારી પૂરા ઠાઠમાઠથી નીકળી હતી. એવે વખતે કૃત્તિકાપુત્ર બ્રહ્મણ્ય મહાસેન પણ શંકર સાથે ચાલતા હતા. મહાદેવ શિવે એને કહ્યું, 'તું મારુતસ્કંધ નામની દેવસેનાની સાતમી ટુકડીનું રક્ષણ કર મારાં દર્શન અને ભક્તિથી તારું કલ્યાણ થશે.' એક બાજુ આવી તૈયારી થઈ ગઈ ત્યારે બીજી બાજુ મોટો ઉત્પાત પેદા થયો આકાશમાં જાણે આગ લાગી. ધરતીમાં જાણે મોટો કંપ થયો. જગતમાં અંધકાર છવાઈ ગયો. શિવ-પાર્વતી પણ ગભરાઈ ગયાં. બધા દેવતાઓ ભાગવા માંડયા. થયું એવું કે એ જ સમયે મહિષાસુર નામના દૈત્યે ઇંદ્ર સહિત બધા દેવતાઓને મારીને ભગાડયા. એ વખતે શિવે સ્કંદનું સ્મરણ કર્યું અને મહાસેન સ્કંદે લાલ વસ્ત્ર અને લાલ માળાઓ પહેરી આગળ વધીને દૈત્યસેનાને રોકી દીધી અને પોતાની શક્તિ એવા વેગથી ફેંકી કે મહિષાસુરનું માથું કપાઈને જમીન પર પડયું. એ વખતે ઇન્દ્ર સહિત બધા દેવતાઓએ મહાસેન સ્કંદનું પૂજન કર્યું અને કહ્યું: 'હે સ્કંદ, તેં બ્રહ્મા પાસેથી વરદાન મેળવીને આ મહિષને માર્યો છે. એ દેવતાઓને તુચ્છ ગણતો હતો. આજે તેં દેવોના દુશ્મનનો નાશ કર્યો. મહિષ જેવા દેવોને સતાવનાર અનેક દાનવોને મારીને તું યુદ્ધમાં અજેય થઈ ગયો છે. આ તારું પહેલું પ્રસિદ્ધ કર્મ ગણાશે અને ત્રણેય લોકમા તારી અક્ષય કીર્તિ થશે. હે મહાસેન, સમસ્ત દેવતાઓ આજથી તને વશ થઈ જશે.' (આરણ્યક પર્વ, ૨૨૧, શ્લોક ૧ થી ૭૭). આ આખ્યાનના અંતે ફલશ્રુતિનો પણ નીચે પ્રમાણે એક શ્લોક છે:

स्कन्दस्य य इदं जन्म पठते सुसमाहितः ।
स पुष्टिमिह सम्प्राप्य स्कन्दसालोक्यतामियात् ॥

આ ફલશ્રુતિ એ વાતનું પ્રમાણ છે કે સ્કંદોત્પત્તિ નામનું આ પ્રકરણ મહાભારતનો મૂળ અંશ નહોતું પણ ક્ષેપક હતુ. જ્યારે દેવસેનાપતિરૂપે સ્કંદને સર્વપૂજ્ય દેવતાની પ્રતિષ્ઠા આપવામાં આવી ત્યારે આ પ્રકરણ જોડાયું હોવું જોઈએ

આ બાબતમાં એ વાત તરફ પણ ધ્યાન જાય છે કે મહિષાસુર સાથેના સ્કંદના યુદ્ધનું ઉપાખ્યાન આ કથાનું ફક્ત એક રૂપ જ છે. સ્કંદને આ પ્રકારે પ્રતિષ્ઠા અપાવનાર બીજું પણ આથી વધુ સરલ અને ઉદાત્ત ઉપાખ્યાન તારકાસુરની વિરુદ્ધ સ્કંદના યુદ્ધની કલ્પના છે. એની કાવ્યમય પ્રશસ્તિ કાલિદાસની અમર કૃતિ 'કુમારસંભવ' છે. લગભગ ચોથી સદીમા જ્યારે ભારતીય સંસ્કૃતિનો સુવર્ણયુગ હતો' ત્યારે હિન્દુ ધર્મનાં પૂર્વપ્રાપ્ત સારાંમોળાં આખ્યાનોને સુધારવા અને શણગારવાનો પ્રયત્ન ભારતીય પૌરાણિકોએ કર્યો. એ વખતે કેટલાય જૂનાં આખ્યાનોનો સંસ્કાર થયો, કેટલાંયને નવા થીંગડાં લગાવ્યાં; અને કેટલાંયે નવાં આખ્યાનોની રચના કરી. જ્યાં કંઈક ખોટ પડેલી તે પૂરી દેવાઈ. ગુપ્તયુગમાં લગભગ દરેક દેવતા પ્રત્યે ફરી ધ્યાન દેવાયું અને એના સ્વરૂપને અનેક પ્રકારે મસ્કારસંપન્ન બનાવવામાં આવ્યું. એ ઉપાખ્યાનોને અંતે જોડેલું માહાત્મ્ય એ એવી રચનાઓને ઓળખવાની અચૂક ચાવી છે. કાલિદાસના 'કુમારસંભવ' કાવ્યમાં સ્કંદનું સ્વરૂપ અત્યંત પ્રભાવશાળી બન્યું છે. એ કલ્પનાને કારણે સ્કંદ કોઈની દયાને કારણે મહાન નથી બનતા પણ પોતાના જન્મસિદ્ધ અધિકાર અંને

તેજથી મહાન દેવતાનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે. કાલિદાસે સ્કંદજન્મની કલ્પનાને યોગની નવી પરંપરા સાથે ભેળવી દીધી અને સ્કંદનું નવું અર્થઘટન કર્યું :

तत्र स्कन्दं नियतवसतिं पुष्पमेघीकृतात्मा
धारासारैः स्नपयतु भवान् व्योमगङ्गाजलार्द्रैः ।
रक्षाहेतोर्नवशशिभृता वासवीनां चमूनाम्
अत्यादित्यं हुतवहमुखे संभृतं तद्धि तेजः ॥ (मेघदूत, १।४३)

આનું વિસ્તૃત યોગપરક વિવરણ મેં મારા 'મેઘદૂત' ગ્રંથમાં 'શિવનાં સ્વરૂપો' નામના પ્રકરણમાં કર્યું છે. પણ માત્ર લોકધર્મના ઇતિહાસની દૃષ્ટિએ આ કથાઓનો વિચાર કરીએ તો કેટલીક નવાઈ પમાડે તેવી હકીકતો આપણા ધ્યાન પર આવે છે. એ બધાનું મૂળ રહસ્ય એ છે કે આ દેશના મનીષી વિદ્વાનોને લોકમાંથી જે પ્રકારની સારીનરસી સામગ્રી મળી એની ટીકા કે ખંડન તેમણે ન કર્યું. પ્રજાના અનેક થરોમાંથી ચાલી આવતી આ સામગ્રીને લઈને પોતાની પ્રતિભાથી એનું નવું અર્થઘટન કર્યું અને એના સ્તરને ઊંચો ઉપાડ્યો. ભારતીય લોકધર્મમાં કેટલાયે થરો છે. એ લોકધર્મની કથાઓની વિશાળ સામગ્રી પ્રજાકીય મહાકાવ્ય મહાભારતની શતસાહસ્રી સંહિતામાં એકઠી કરેલી છે. જેમ જેમ સમય ગયો તેમ તેમ ભારતીય લોકધર્મના જુદા જુદા થરોનું સ્વચ્છંદ આદાનપ્રદાન થતું રહ્યું. અહીંના કથાવિદોએ એમાંથી કોઈ કથાને રદ ન કરી, બધી જગાએ સમન્વય એ જ એમનું મુખ્ય લક્ષ્ય હતું. આ પદ્ધતિ સમસ્ત ભારતમાં વ્યાપક બની અને સતત ચાલુ રહી. પુરાણોમાં ઉપાખ્યાનોનાં સ્વરૂપો જુદાં જુદાં થતાં ગયાં. પણ એથી સમન્વયની પરિપાટીમાં કશું વિઘ્ન ન આવ્યું. લોકમાં કેટલાયે ધર્મોની પરંપરાઓ ચાલુ રહી પણ ધાર્મિક ભેદોને આગળ લાવી વિરોધની પ્રવૃત્તિને કોઈએ વધારી નહીં.

ઉપર કહ્યું છે કે સ્કંદવિષયક કથાઓમાં એક બીજી નાની શાખા પણ છે. એમાં સ્કંદની કલ્પના બાલગ્રહ તરીકે થઈ છે. સુશ્રુતસંહિતા પ્રમાણે બાલગ્રહોમાં સૌથી પહેલો અને મુખ્ય સ્કંદ નામનો ગ્રહ છે. એ ૮ ગણમાં રેવતી, પૂતના, શકુનિ અને નૈગમેષ પણ છે. (સુશ્રુત, ઉત્તરતંત્ર, ૨૭/૩-૫) એ ઠેકાણે જ કહ્યું છે કે, नम स्कन्दाय देवाय महाधिपतये नम ' એમ લાગે છે કે એ સમયે કેટલાયે નાના નાના બાલગ્રહો હતા. એમા સ્કંદ નામનો ગ્રહ સૌથી મુખ્ય મનાવા લાગ્યો હતો. સુશ્રુતે કથાના રૂપમાં એ વાત એ રીતે રજૂ કરી છે કે સ્કદ જ્યારે દેવસેનાના સેનાપતિ તરીકે પસંદ થયો ત્યારે એની શક્તિ વધી ગઈ. બીજા બાલગ્રહોએ એની સેવામા હાજર થઈ એને પ્રાર્થના કરી કે મહેરબાની કરીને અમને આજીવિકાનુ કંઈ સાધન બતાવો. સ્કંદે એમને શંકર પાસે મોકલ્યા. શંકરે ગ્રહોને કહ્યું: 'મનુષ્યો દેવોની પૂજા કરે છે એના બદલામા દેવતા મનુષ્યોની રક્ષા કરે છે. જે કુળમા દેવ, પતૃ, બ્રાહ્મણ, સાધુ, ગુરુ અને અતિથિની

---

૧ સુશ્રુતમા બીજા પણ પ્રમાણો છે

देवदेवस्य महत पावकस्य च य सुत ।
गङ्गोमाकृत्तिकाना च स ते शर्म प्रयच्छतु ॥ (૨૮।૧૩)
स्कन्द सृष्टो भगवता देवेन त्रिपुरारिणा ।
बिभर्ति चापरा संज्ञां कुमार इति स ग्रह ॥
बाललीलाधरो योऽय देवो रुद्राग्निसंभव ।
मिथ्याचारेषु भगवान् स्वय नैष प्रवर्तते ॥
ततो भगवति स्कन्दे सुरसेनापतौ कृते ।
उपतस्थुर्ग्रहा सर्वे दीप्तशक्तिधरं गुहम् ॥
(સુશ્રુત० અ० ૩૭।૮-૯-૧૧)

પૂજા થતી નથી, જ્યાં આચાર અને શૌચની ખામી છે, એવાં ઘરોમાં જે બાળકો હોય તેમને તમે નિઃશંકપણે પકડો અને તમારું પોષણ કરો.' એ રીતે લોકમાં ગ્રહોને પણ સ્થાન મળ્યું. (સુશ્રુત, ઉત્તરતંત્ર, અ. ૩૭/૧૨-૨૨). આ કથાથી એક આછો એવો અણસારો મળે છે કે વૈદિક અને સ્માર્ત બંને પ્રકારની જીવનપદ્ધતિમાં ન માનનારી એવી જાતિઓ આ બાલગ્રહોને માનતી હતી.

સુશ્રુતની જેમ જ ચરકસંહિતા અને અષ્ટાંગસંગ્રહમાં પણ બાલગ્રહોનું આ પ્રકરણ આવેલું છે. અષ્ટાંગસંગ્રહ મુજબ શિવે ગુહની રક્ષા માટે બાર ગ્રહ પેદા કર્યા. પાંચ પુરુષશરીરધારી અને સાત સ્ત્રીશરીરધારી. આ ગ્રહોમાં સ્વગ્રહ મેષ, મેષના મોઢાવાળો નૈગમેષ, ગ્રહપૂતના, શકુનિગ્રહ વગેરે અત્યંત નીચી કોટિના દેવતા પણ છે. સ્કંદ પણ એ જ થરમાંથી વિકાસ પામીને પહેલાં એમના અધિપતિના રૂપમાં માન્ય થયા અને પછી એમની પ્રતિષ્ઠા કંઈક વધુ વધી. નૈગમેષને કેટલાક ગ્રંથોમાં નૈગમેય પણ કહે છે. એનું મોં મેષ (ઘેટા) જેવું હતું. બાલગ્રહના રૂપમાં એને સ્કંદનો જ એક સાથી માની લેવાયો. પ્રાચીન સમયમાં નૈગમેષની પૂજા વ્યાપક હતી. જૈન ધર્મની માન્યતા પ્રમાણે નૈગમેષ નામના દેવતાએ બ્રાહ્મણી દેવનંદાના ગર્ભમાંથી ભગવાન મહાવીરના ડિંભને હટાવીને ક્ષત્રિયાણી ત્રિશલાના ગર્ભમાં મૂક્યો. મથુરાકલામાં એની કેટલીયે મૂર્તિઓ મળી છે. એક મૂર્તિમાં 'ભગવા નેમેસો' એવું નામ પણ બ્રાહ્મી લિપિમાં કોતરેલું છે. એમ લાગે છે કે પુરુષરૂપમા નગમેષ દેવતાની પત્નીની કલ્પના પણ લોકમાં માન્ય થયેલી હતી. મૂર્તિઓમાં કેટલીક પુરુષાકૃતિ અને કેટલીક સ્ત્રી આકૃતિ છે. પણ બધામાં માથું ઘેટા કે બકરાનું છે. બાળ-

કોને પાલવમાં રાખીને ગોદમાં લીધાં હોય એવી વિશુંદ્ધ સ્ત્રી–આકૃતિઓવાળી પણ બેએક મૂર્તિઓ છે.

કુષાણકાળ આજુબાજુ સ્કંદની પૂજાનો લોકમાં ઘણો પ્રચાર હતો. કાર્તિકેયને યુદ્ધદેવતાના રૂપમાં પ્રતિષ્ઠા મળી હતી એમ યૌધેય ગણની મુદ્રાઓ પરથી જણાય છે. એ મુદ્રાઓ ઉપર એક બાજુ શક્તિધર કાર્તિકેયની મૂર્તિ છે અને પાસે જ કૂકડો પણ કોતરેલો છે. મહાભારતમાથી એ વાતનું સમર્થન મળે છે કે પ્રાચીન રોહતકના યૌધેયોમાં કાર્તિકેયની પૂજાનો વધારે પ્રચાર હતો (कार्तिकेयस्य दयितम् रोहीतकम् । सभापर्व २९१४ )

પણ સ્કંદની લોકમાન્યતાનો એક બીજો પક્ષ પણ કુષાણકાળની ધાર્મિક સ્થિતિમા જોવામાં આવે છે એનું પ્રમાણ કાશ્યપસંહિતા (બીજુ નામ વૃદ્ધજીવકીય તંત્ર)ના બાલગ્રહ ચિકિત્સાધ્યાયમાથી મળે છે. આ દુર્લભ ગ્રંથની તાડપત્રવાળી એક પ્રત રાજગુરુ પં૦ હેમરાજને નેપાલમાંથી મળેલી એમણે એ પ્રકાશિત કરી છે. એના રેવતીકલ્પ નામના અધ્યાયમાં સ્કંદપૂજા અને રેવતીની બાબતમા ઘણી મૂલ્યવાન સામગ્રી છે વૈદિક સાહિત્યમાં રેવતી અત્યંત શુભ અને ભાગ્યપ્રદ નક્ષત્ર મનાય છે વખત જતાં રેવતી અને માતૃકાઓનો એકબીજા સાથે અભિન્ન સંબંધ થઈ ગયો. પિશાચ રૂપમા સ્કંદ સાથે માતૃકાગણનો પણ ઘનિષ્ઠ સંબંધ હતો. માતૃકાગણમાં એ સમયની સ્થાનિક નાનીમોટી અનેક માતૃદેવીઓ ભળી ગઈ હતી. સ્કંદ અને માતૃદેવીઓના ઘનિષ્ઠ સબંધની કેટલીયે કથાઓ મહાભારતમાં છે સ્કંદના ઘોર પાર્ષદો કુમાર કહેવાયા. એ ગર્ભમાંનાં બાળકોનું હરણ કરતા હતા. એ જ રીતે એનાં વજ્રપ્રહારથી ઘણી કન્યાઓ પણ

ઉત્પન્ન થઈ. એમણે સ્કંદ પાસે વર માગ્યો કે અમે તમારી કૃપાથી સર્વ લોકની માતાઓ બનીએ.

भवेम सर्वलोकस्य वयं मातर उत्तमाः ।
प्रसादात् तव पूज्याश्च प्रियमेतत् कुरुष्व नः ॥
(आरण्यक पर्व० ૨૧૭૭)

સ્કંદે એનો સ્વીકાર કર્યો. એમનામાંની કેટલીક કલ્યાણકર અને કેટલીક અકલ્યાણકર એટલે કે ભલી અને બૂરી બંન્ને જાતની માતૃકાઓ લોકમાં ફેલાઈ. આ માતૃગણે સ્કંદને પોતાનો પુત્ર માન્યો.[1] મહાભારતની સૂચિમાં કાકી, હલિમા, રુદ્રા, બૃહલી, આર્યા, પલાલા, મિત્રા એવી સાત માતૃકાઓનાં નામ છે. સાચી રીતે તો એ બધી લોકમાં જાણીતી બહુ નીચી કોટિની દેવીઓ હશે. સ્કંદ સાથે એમની પૂજાના સમન્વયનો પ્રયત્ન મહાભારતના આ આખ્યાનમા છે. એ જ રીતે લોકમાં છાગ(બકરું)મુખી એક બહુ જ હીન કોટિનો દેવતા હશે. બાળકોના રક્ષણ માટે એ પૂજાતો હતો. એ લોહિતાક્ષ અને ભયંકર હતો. પણ સ્કંદ અને માતૃગણ સાથે મળીને અને એમની પૂજા પામીને તે ભદ્રશાખ નામથી પ્રતિષ્ઠા પામ્યો. એટલે કે એને પણ પ્રતિષ્ઠા મળી ગઈ. એ દેવતાને જ ઉપર નૈગમેષ કહ્યો છે. એ વખતે લોકમા નાની નાની દેવીઓની સંખ્યા કેટલી મોટી હતી અને કઈ રીતે એનો સમન્વય થયો એ કાશ્યપસંહિતાના રેવતીકલ્પમાથી હજીયે વધુ સ્પષ્ટ થઈ જાય છે.

મથુરાના ભાગવતધર્મની છત્રછાયામા સમન્વયપ્રધાન દૃષ્ટિનું આંદોલન લોકવ્યાપી થયું હતું. એટલે નાનાં મોટાં

1 ततः सङ्कल्प्य पुत्रत्वे स्कन्दं मातृगणोऽगमत् ।
(તે જ, ૨૧૭૯)

અનેક દેવીદેવતાઓને એક સૂત્રમાં પરોવીને એમનો સંબંધ કોઈક અંતર્યામી મહાન દેવતા સાથે જોડવાની યુક્તિ અપનાવવામાં આવી ભાગવતધર્મના આચાર્યો આ પ્રક્રિયાને વિભૂતિયોગ કહેતા. લોકોના નાના દેવતાઓ એક સર્વાભિભાવી મહાન ચેતન તત્ત્વનું જ રૂપાંતર છે એવું પ્રતિપાદન કરવાની પ્રવૃત્તિ ગીતાના દશમા અધ્યાયમા પૂર્ણ પ્રમાણમાં મળે છે એનો ઉલ્લેખ પહેલા થઈ ગયો છે. સ્કંદ અને માતૃપૂજા વિષે પણ એમ જ બન્યું. એક બાજુ સ્કંદનો સમન્વય શિવ સાથે થયો અને બીજી બાજુ માતૃકાઓનો સમન્વય રેવતી સાથે અને પછી સ્કંદ અને રેવતી એ બન્નેનો પારસ્પરિક સંબંધ થયો. રેવતીકલ્પમા સ્પષ્ટ કહ્યું છે.

अज एकपात् अहिर्बुध्नो हरो वैश्वानरो त्र्यम्बको विश्वरूप स्थाणु शिवोरुद्र इत्येते पुरा दश रुद्रा आसन् । तेषा गुह एकादशोऽभवच्छङ्करो नाम . तस्मात् सर्वेषु लोकेषु सर्वेषु छन्द सु सर्वासु देवतासु स्कन्दो राजा अधिपतिरित्युच्यते । तस्मै नमोनम इत्युक्त्वा सर्वानर्थानारमेत, सिध्यन्ति य एव वेद । (रेवतीकल्प, ६)

આ જ પ્રકરણમા અનેક નાની નાની દેવીઓની સૂચિ લખીને એ બધીને રેવતીનું જ રૂપ કહ્યું છે :

सैषा वृद्धगोवक रेवती बहुरूपा जातहारिणी पिलिपिच्छिकेति चोच्यते, रौद्रीति चोच्यते, वारुणीति चोच्यते ।

એટલે કે રેવતી અનેક રૂપોવાળી દેવી છે એને જાતહારિણી કહે છે. કહે છે કે રેવતી દેવીએ માનુષી અને અમાનુષી બધાના ગર્ભોમા અસુરોને પ્રવેશતા જોયા. એણે જાતહારિણીનું રૂપ લઈ ને એ અસુરોનો નાશ કર્યો એ જાતહારિણી છે કારણ કે એ વેલીઓના પુષ્પોને સૂકવી દે છે એ બાળકોના શરીરને સૂકવી દે છે એ ગર્ભનો નાશ કરે

છે. એ જન્મેલાં, જન્મ લેતાં અને જન્મનારાં બાળકોને મારી નાખે છે. આ રીતે વિવિધ રૂપો લેનારી આ જાતહારિણી બધેય ફેલાયેલી છે. લોકભેદે એ ત્રણ પ્રકારની છે : દૈવી, માનુષી અને તિરશ્ચીના (પક્ષીઓમાં રહેનારી જાતહારિણી). આ રીતે ભગવતી રેવતી બહુરૂપી બનીને લોકમાં વ્યાપ્ત છે.[1]

આમ રેવતીનાં અનેક રૂપ અને અનેક નામ હતાં એ સંહિતામાં બીજે કહ્યું છેઃ

> नामभिर्बहुभिश्चैव त्वा वक्ष्यन्ति जना भुवि ।
> वारुणो रेवती ब्राह्मी कुमारी बहुपुत्रिका ॥
> शुष्का षष्ठी च यमिका धरणी मुखमण्डिका ।
> माता शीतवती कण्डू: पूतनाऽथ निरुचिका ।
> रोदनी भूतमाता च लोकमाता महीति च ।
> शरण्या पुण्यकीर्तिश्च नामानि तत्र विंशतिः ॥

(એજન, પૃ૰ ૬–૭)

આ સૂચિમાં બ્રાહ્મી, કુમારી, વારુણી–આ નામો પ્રસિદ્ધ સપ્તમાતૃકાઓમાંથી છે. એ જ રીતે શીતવતી, પૂતના, મુખમંડિકા, એ નામો બાલગ્રહ સૂચિમાના છે. આ બધાં પરથી સમજાય છે કે કઈ રીતે જુદી જુદી લોકમાન્યતાઓની નાની નાની ધારાઓ જુદા જુદા પ્રવાહોમાંથી આવીને રેવતીના સ્વરૂપમાં મળી ગઈ હતી. એ સાથે જ બહુપુત્રિકા નામ ખાસ ધ્યાન આપવા યોગ્ય છે. ખરી રીતે બહુપુત્રિકા અને જાત-

---

१. अथ खलु वृद्धजीवक त्रिविधैव जातहारिणी प्रोच्यते लोकभेदतः दैवी मानुषी तिरश्चीनेति, तस्मात् त्रयो लोका भगवत्या रेवत्या बहुरूपया व्याप्ता । (એજન, પૃ૰ ૧૬૦)

છે તેમાં લખ્યું છે કે આ જરા નામની રાક્ષસી પહેલાં રાજગૃહની ગૃહદેવી હતી. રાજમહેલમાં ભીંત પર એનું ચિત્ર ચીતરેલું રહેતું. એમાં એના ઘણા પુત્રોની આકૃતિઓ પણ ચીતરેલી હતી.[1]

આ લોકદેવીનાં લગભગ બધાં તત્ત્વો સ્પષ્ટ છે. જૂના કાળમાં રાજગૃહની ચારે બાજુ આદિમ નિવાસીઓની વસ્તી હતી. એમની જ વચ્ચે માસ અને શોણિત જમનારી કોઈ ગૃહદેવી પૂજાતી હતી. એનું નામ જરા રાક્ષસી હતું. તે જ બૌદ્ધ પરંપરામા હારીતી નામે પ્રસિદ્ધ થઈ. લોકમાં પૂજાતી જાતહારિણી પણ એનું જ સ્વરૂપ હતી. એમ જણાય છે કે લોકમા પ્રચલિત અહોઈ અથવા હોઈ માતાની વાર્તા પણ આ જ પ્રાચીન હારીતીની પરંપરામાં છે. એટલું તો સાચું જ છે કે જે રીતે રાજગૃહમાં ઘેર ઘેર સ્ત્રીઓ ભીંતો પર જરા કે હારીતીનું ચિત્ર દોરી એની પૂજા કરતી હતી તે જ રીતે કારતક મહિનામા કૃષ્ણપક્ષની આઠમને દિવસે ઘેર ઘેર અહોઈ માતાનું ચિત્ર દોરીને એની પૂજા થાય છે. અહોઈ માતા કોઈ સ્ત્રીના સાત બાળકોને ખાઈ ગઈ અને પછી પ્રસન્ન થઈને એમને જીવતાં કર્યાં એવી વાત આવે છે. પંજાબમાં

---

1. गृहे गृहे मनुष्याणा नित्य तिष्ठति राक्षसी ।
गृहदेवीति नाम्ना वै पुरा सृष्टा स्वयम्भुवा ॥१॥
त्वद्गृहे तिष्ठमाना तु पूजिताऽहं सदा विभो ।
लिखिता चैव कुड्येषु पुत्रैर्बहुभिरावृता ॥२॥
यो मां भक्त्या लिखेत् कुड्ये सपुत्रां यौवनान्विताम् ।
गृहे तस्य भवेद् वृद्धिर न्यथा क्षयमाप्नुयात् ॥३॥
(સભાપર્વ, પૂના સંસ્કરણ, પ્રક્ષિપ્તાશ સં. ૧૮૫, પૃ. ૬૪)

અહોઈ માતાની પૂજાનો ઘણો પ્રસાર છે. ત્યાં અહોઈના ચિત્રમાં સપ્તમાતૃકાઓ ચિતરાય છે.

જેટલા પ્રકારના ઘોર ગ્રહો હતા તે બધા સ્કંદમાં સમાઈ ગયા અને જેટલી ભયંકર માતૃદેવીઓ હતી તેટલી સ્કંદની પત્ની દેવસેના, ષષ્ઠી અથવા ભદ્રામાં સમાઈ ગઈ. મહાભારતમાં આ ગ્રહોને સ્કંદનાં રૌદ્ર રૂપ કહ્યાં છે. તે ગ્રહો પ્રજાઓનું ભક્ષણ કરવા પ્રજાઓનાં શરીરમાંથી ઉત્પન્ન થયા હતા. એ ગ્રહો માંસ અને મધુના લોભી હતા. આદિમ જાતિઓમાં આ ગ્રહોને માંસ અને મધુના બલિ દેવાતા જ હશે. અઢાર ગ્રહોનાં નામ મહાભારતમાં ગણાવ્યાં જ છે. બીજા પણ ઘણા હશે. [1]

એમનામાંથી એક ગ્રહ સ્કંદાપસ્માર હતો. લોકો મહારૌદ્રા વિનતાને શકુનિગ્રહ કહેતા હતા. પૂતના રાક્ષસી પૂતના ગ્રહ બની ગઈ. ભયંકર આકૃતિની બીજી એક પિશાચી શીતપૂતના કહેવાઈ. એ માનવી સ્ત્રીઓમાંથી ગર્ભનું હરણ કરી લેતી. દૈત્યોની માતા દિતિનું નામ મુખમંડિકા ગ્રહ થયું. એને બાળકનું માંસ બહુ ભાવતું. આવાં અનેક જાતનાં કુમાર અને કુમારી ગ્રહો હતાં. એ બધા ગર્ભને તોડી ખાનારાં હતાં. કુમારી ગ્રહોના પતિ કુમાર ગ્રહો હતા એવી માન્યતા હતી. એ અત્યંત ક્રૂર કર્મો કરનારા હોવાથી લોકોની અજાણમા જ બાળકોને ઉપાડી જતા. ગાયોની માતા સુરભિ ઉપર ચઢીને શકુનિગ્રહ નાનાં બાળકોને ખાતી. કૂતરાની મા સરમા પણ માનવી સ્ત્રીઓના ગર્ભને ઉપાડી જાય છે એમ મનાતું. કરંજના ઝાડમા રહેનારી વૃક્ષોની માતાને પણ લોકો કરંજની પૂજા દ્વારા પ્રસન્ન

---

१. इमे त्वष्टादशान्ये वै ग्रहा मांसमधुप्रियाः ।
द्विपयरात्रं तिष्ठन्ति सततं सूतिकागृहे ॥
(आरण्यक पर्व २१९।३५)

કરે છે નાગોની માતા કદ્રૂ સૂક્ષ્મ રૂપ ધા
ખાઈ જાય છે ગંધર્વની માતા આપા
ગર્ભને ક્યાંક શુભ કરી દે છે અપ
જકડીને બેસી જાય છે લોહિતના રા
તાયની સ્કંદની ધાત્રી છે કદંબ વૃક્ષ
કરે છે દેવોની માતા અદિતિનુ જ
એના જ નામ પરથી રૈવત ગ્રહનુ ન
ગ્રહ પણ બાળકોને અત્યંત દુ
રુદ્ર છે તેમ સ્ત્રીઓમા આર્યા છે
છે પોતાની મન કામના ફળે એ મ
છે ઉપર ગણાવ્યા તે બધા મ
બાળકો માટે ભયંકર ગણાય છે
નથી જેટલા માતૃગણો અને પુરુ
જ સમજવા જોઈએ[1] આ ઉપરાં
પ્રકરણના લેખકે દેવગ્રહ, પિતૃ
ગંધર્વગ્રહ યક્ષગ્રહ, પિશાચગ્રહ વ
સ્કંદ અને રુદ્રના સ્વરૂપો જ છે
જેટલા નાના મોટા મધુમાંસપ્રિય
કુષાણકાળ દરમિયાન સ્કંદ નામના
આ જ રીતે જેટલી માતૃકાઓ (
સ્કંદની માતાઓ જ કહી દે
કહેવડાવાયુ છે

मातरो हि भवन्यो मे सुतो योऽद्य

ક્યાંક ક્યાંક આ માતૃકાઓ
દઈને એમને સ્કંદની પત્નીઓ
માટે સ્પષ્ટ કહેવાયું છે કે

---

१ ये च मातृगणा प्रोक्ता
सर्वे स्कन्दग्रहा नाम

अथ मातृगणः सर्वं स्कन्दं वचनमब्रवीत् ।
वयं सर्वस्य लोकस्य मातरः कविभिः स्मृताः ॥१४॥
यास्तु ताः मातरः पूर्वं लोकस्यास्य प्रकल्पिताः ॥१६॥
अस्माकं तद् भवेत् स्थानं तासां चैव न तद् भवेत् ।
भवेम पूज्या लोकस्य न ताः पूज्याः सुरर्षभ ॥१७॥
(આરણ્યક, ૨૧૯, ૧૪,૧૬,૧૭)

એટલે કે, લોકમાં પહેલાં જેટલી જાતની માતાઓ હતી તે બધી સ્કંદ સાથે સંબંધિત માતૃગણમાં મળી ગઈ. જૂની માતાઓની જગા નવી માતાઓએ લીધી. હવે બધા લોકોએ અમારી જ પૂજા કરવી જોઈએ, એમની નહીં, એવું વચન નવી થયેલી માતાઓએ સ્કંદ પાસે માગ્યું. જૂની માતાઓની જગાએ લોકમાં જે નવી માતાઓની પ્રતિષ્ઠા વધી તેમાંની એક રેવતી હતી. રેવતીને મહાભારતમાં દેવોની માતા અદિતિનું રૂપ કહ્યું છે.[1] સંભવતઃ એટલે જ બીજાં બધાં નામો કરતાં રેવતીનું નામ જ ઉપર તરી આવ્યું અને તે જ મુખ્ય માતૃકા મનાઈ. કાશ્યપસંહિતાના રેવતી કલ્પ પરથી આ વાતની ખાતરી થાય છે.

એની સાથે જ બીજી પ્રક્રિયા ષષ્ઠી નામની એક નવી દેવીનું ઉત્થાન અને રેવતી સાથે એનો સમન્વય કે એકાત્મભાવ થયો તે હતી. જેટલા ગ્રહો અને માતૃગણ ઉપર કહેલા છે તેઓ મુખ્યત્વે બાલગ્રહો હતા. હારીતી અથવા જાતહારિણી દેવી પણ ગર્ભસ્થ કે સદ્યોજાત બાળકોનો સંહાર કરનારી હતી. જે દેવીની પૂજા બાળકની છઠ્ઠીના

1 अदितिं रेवतीं प्राहुर्ग्रहस्तस्यास्तु रैवत ।
(આરણ્યક, ૨૧૯।૨૮)

દિવસે થાય છે એ દેવીના રૂપે બાળકોને રક્ષાત્મક એવું એનું સ્વરૂપ સમાજમાં માન્ય થયું. છઠ્ઠી તિથિ સાથેના સ્કંદના સંબંધ વિષે ઘણું કહેવાયું છે. છઠ્ઠી તિથિની દેવી પણ ષષ્ઠી કહેવાઈ. મહાભારતમાં કહ્યું છે કેઃ

> एवं स्कन्दस्य महिषीं देवसेनां विदुर्बुधाः ।
> षष्ठीं यां ब्राह्मणाः प्राहुर्लक्ष्मीमाशां सुखप्रदाम् ॥
> सिनीवालीं कुहूं चैव सद्वृत्तिमपराजिताम् ।
> यदा स्कन्दः पतिर्लब्धः शाश्वतो देवसेनया ॥
> तदा समाश्रयल्लक्ष्मीः स्वयं देवी शरीरिणी ।
> श्रीजुष्टपञ्चमीं स्कंदस्तस्माच्छ्रीपञ्चमी स्मृता ।
> षष्ठ्यां कृतार्थोऽभूद् यस्मात् तस्मात् षष्ठी महातिथिः ॥
>
> (आरण्यक, २१८।४७-४९)

એ સ્પષ્ટ જ છે કે દેવસેના ષષ્ઠી અને લક્ષ્મીને અહીં એકરૂપતા કે તાદાત્મ્યની દૃષ્ટિએ જોવાઈ છે. લોકની માન્યતાઓ પોતાનાં નવાં નવા તત્ત્વોને એકબીજામાં સમેટતી તથા બહુ વીખરાયેલી જૂની શ્રદ્ધાઓને એક કરતી આગળ વધે છે. પુરાણોના લેખકો પોતાના યુગની સમકાલીન સ્થિતિનું દિગ્દર્શન કરાવતા હતા. એમનાં વર્ણનો લોકોની વાસ્તવિક સ્થિતિનું પ્રતિબિંબ જેમાં પડતું હોય તેવાં સાહિત્યિક દર્પણો જેવાં છે. તેઓ પોતાની ઉદાર બુદ્ધિથી સહાનુભૂતિપૂર્વક ધાર્મિક સમન્વયની લોકવ્યાપી પ્રક્રિયાને ઓળખીને એનો મેળ તૈયાર કરી દેતા હતા. લોકની અંગત માન્યતાઓ અથવા શ્રદ્ધાઓને ઉખેડી નાખવી કે એનો નાશ કરી ફરી નવી સરજવી એ કોઈ પુરાણલેખકના હાથમાંયે ન હતું કે એ એનું ક્ષેત્ર પણ ન હતું. પૌરાણિક વ્યાસો તો લોકમાં જે જોતા એની નોંધ તૈયાર કરતા. ભારતીય

લોકના ધાર્મિક જીવનનું આ તથ્ય મહાભારત અને પુરાણોનાં આ વર્ણનોને આંખ ઉઘાડીને વાંચતાં વારંવાર મન પર અસર કરે છે.

બહુરૂપા રેવતી દેવી સ્કંદની આજ્ઞાથી જ બધી જાતિઓમાં પ્રવેશ કરીને અધાર્મિકોને ભુલાવામાં નાખીને દુષ્ટોનો નાશ કરે છે.[1] પોતાના કલ્યાણકારી રૂપમાં આ રેવતી જ્યારે ષષ્ઠી બની ત્યારે એના પરિવાર કે વ્યૂહની કલ્પના જે રીતે થઈ તે વિષે કાશ્યપસંહિતામાંથી મૂલ્યવાન સામગ્રી મળે છે. ત્યાં લખ્યું છે કે ગુહે ઉગ્ર તપ કરીને સ્કંદની આરાધના કરી અને રેવતીને કહ્યું :

भ्रातृणां च चतुर्णां वै पंचमो नन्दिकेश्वरः ।
भ्राता त्व भगिनी षष्ठी लोके ख्याता भविष्यसि ॥
यथा मा पूजयिष्यन्ति तथा त्वा सर्वदेहिनः ।
अस्मत्तुल्यप्रभावा त्वं भ्रातृमभ्यगता सदा ॥
षण्मुखी नित्यललिता वरदा कामरूपिणी ।
षष्ठी च ते तिथि पूज्या पुण्या लोके भविष्यति ॥
इत्येवं भगिनी जज्ञे षष्ठी स्कन्दस्य धीमतः ।
तस्मात्सा सतत पूज्या सा हि गूल सुखायुषो ॥
तस्माच्च सूतिकाषष्ठीं पक्षषष्ठीं च पूजयेत् ।
वहीरय षण्मुखीं षष्ठीं तथा लोकेषु नन्दति ॥

(काश्यपसंहिता बालग्रहचिकित्साध्याय ६७)

એનો અર્થ એ કે સ્કંદના ચાર ભાઈઓ હતા. એમાં પાંચમો ભાઈ નંદિકેશ્વર થયો. છઠ્ઠી બહેન ષષ્ઠી એ નામે લોકમાં પ્રસિદ્ધ થઈ. આ પછી જુદાં જુદાં ત્રણ રૂપે પૂજાતી

૧. रेवा स्कन्दवशगा सर्वजातिषु भूत्वा या अधार्मिकाणि मूढयति असतां विध्वंसाय (काश्यपसंहिता, रेवतीकल्प, पृ. १५४)

હતી. સૂતિકાષષ્ઠી, પક્ષષષ્ઠી અને ષણ્મુખીષષ્ઠી. એ બધાં રેવતીનાં જ જુદાં જુદાં રૂપો ઉત્પન્ન થયાં. આ ઉલ્લેખ પુરાતત્ત્વની દૃષ્ટિએ પણ મહત્ત્વપૂર્ણ છે. ખરી રીતે તો આ શ્લોકોનો સાચો અર્થ પુરાતત્ત્વનાં પ્રમાણોથી જ સમજી શકાય તેમ છે. સ્કંદના ચાર ભાઈઓ કોણ હતા તે પ્રશ્નનો જવાબ કુષાણસમ્રાટ હુવિષ્કની સુવર્ણમુદ્રાઓ પરથી મળે છે. એના પર આ ચારે ભાઈઓનાં નામ કોતરેલાં છે: स्कन्दो, कुमारो, विशाखो, महासेनो– એટલે કે સ્કંદ, કુમાર, વિશાખ અને મહાસેન. આ મુદ્રાની બીજી બાજુ નંદી વૃષને આધારે ઊભેલા શિવ કોતરાયેલા છે. ત્યાં જ પાંચમા ભાઈ નંદિકેશ્વરની મૂર્તિ છે. મહાસેન, સ્કંદ, વિશાખ અને કુમાર એ જુદા જુદા દેવતા હતા પણ કાલક્રમે એ બધા એકરૂપ થઈ સ્કંદમય બની ગયા. એમની બહેન ષષ્ઠીદેવીનો પ્રભાવ પણ લોકમા એમના જેટલો જ હતો. (अस्मत्तुल्यप्रभावा त्वं भ्रातृमध्यगता सदा।) ષષ્ઠીના જે ત્રણ રૂપો થયાં એમાં જેની પૂજા બાળકો માટે પહેલા પણ થતી હતી અને ખાસ કરીને છઠ્ઠીને દિવસે આજે પણ થાય છે તે સૂતિકાષષ્ઠી છે. બાળકોના જન્મ સમયે પૂજનારી સૂતિકાષષ્ઠી ઉપરાંત બાણે આર્યવૃદ્ધા અને જાતમાતૃદેવતા(બાળકોની માતૃદેવી)ના પૂજનનો પણ ઉલ્લેખ કર્યો છે. આર્યવૃદ્ધા તો જેને આર્યા (आर्या माता कुमारस्य आरण्यक, ૨૧૦।૪૦) અને વૃદ્ધિકા (स्त्रियो मानुषमांसादा वृद्धिका नाम नामतः। वृक्षेषु जातास्ता देव्यो नमस्कार्या प्रजार्थिभिः॥ –आरण्यक, ૨૨૦।૧૬) કહી છે તે લાગે છે. લોકમા હજી પણ છઠ્ઠીની રાત્રે 'બીમાતા'(વિધિ–વિધાત્રી)ની પૂજા થાય છે. એમ મનાય છે કે 'બીમાતા' બાળકને જોવા આવે છે. બીમાતાનાં ગીતો બિહાઈનાં ગીતો કહેવાય છે. બીમાતા સંસ્કૃત વિધિમાતા અને બિહાઈ સંસ્કૃત વિધાત્રીનું રૂપ

લાગે છે. જાતમાતૃદેવતાનું ચિત્ર ષષ્ઠીપૂજનમાં વસ્ત્ર કે લાકડાના પાટિયા પર બનાવાય છે. હર્ષચરિતમાં જાતમાતૃ-દેવતાને ઘણાં બાળકોથી વીંટળાયેલી કહી છે. (साक्षात जातमातृदेवता इव बहुबालकव्याकुला नन्तुर्तुंद्धघाय्यः। ' हर्षचरित, उच्छ्वास ४, પૃ. ૧-૬) ધનપાલની 'તિલકમંજરી'માં પણ જાતમાતૃ-દેવીનો ઉલ્લેખ છે. (आहरत भगवतीं षष्ठीदेवीम्, आलिखत जातमातृस्थलम्, आरभध्वमार्यवृद्धासपर्याम्। तिलकमजरी, पृ ७७).

જાતમાતૃદેવી વિષે ટીકાકાર શંકરે લખ્યું છે: जातमातृदेवता मार्जाननना बहुपुत्रपरिवारा सूतिकागृहे स्थाप्यते। એટલે કે, જાત-માતૃદેવતાનાં બે ખાસ લક્ષણો હતાં. એક તો એ ઘણાં બાળકોથી વીંટળાયેલી રહેતી અને બીજું, એની મુખાકૃતિ બિલાડી જેવી હતી. નાનાર્થાર્ણવસંક્ષેપ કોષ પરથી જણાય છે કે માર્જારમુખી આ દેવીનું જ ચર્ચાદેવી એવું નામ હતું. (चर्चामाजारवर्णिका, १।४०० नानार्थार्णव ). 'કાશી-ખંડ' પ્રમાણે કાશીમાં ચર્ચિકા દેવીનું પણ મંદિર હતું. (काशीखण्ड, अ ९७) પરમાર રાજા નરવર્મદેવ (૧૧૦૪-૩૩) ના ભિલસા શિલાલેખમાં ચર્ચિકાદેવીની સ્તુતિ કરતાં એને પોતાની કુલદેવી કહી છે. એને માટે એક મંદિર બંધાયું હતું. (ભાંડારકર, ભારતીય શિલાલેખોની સૂચિ, સંખ્યા ૧૬૫૮, પ્રોગ્રેસ રિપોર્ટ, વેસ્ટર્ન સર્કલ, ૧૯૧૩-૧૪, પૃ. ૫૯) ચર્ચિકાદેવી જ લોકમાં છાછીદેવીના નામથી પ્રખ્યાત થઈ. એનાં મંદિરો હજી ક્યાંક ક્યાંક હોવાનું સંભળાય છે. લખનૌના ચોક મહોલ્લામાં હજી છાછીદેવીનું મંદિર અને કૂવો છે.

એ જ રીતે ષષ્ઠીદેવીની પણ ગુપ્તકાળમાં સાર્વજનિક માન્યતા હતી. રીવા પ્રદેશના સુપિયા નામના સ્થળેથી મળેલા સ્કંદગુપ્તના સમયના એક લેખમાં ષષ્ઠીદેવીની પૂજા અને

સ્થાપનાનો ઉલ્લેખ છે. રાજઘાટમાંથી મળેલી માટીની ગુપ્ત-કાલીન મહોરો પર ષષ્ઠીદત્ત એવું નામ પણ મળ્યું છે. કાશ્યપ-સંહિતામાં જેને પક્ષષષ્ઠી કહે છે એની માટીની મૂર્તિઓ પ્રાચીન પુરાતત્ત્વની સામગ્રીમાં મળેલી છે. એ બધી શુંગકાળથી માંડીને કુષાણકાળ સુધીની છે. માટીનાં પ્રાચીન ભારતીય રમકડાંઓમા પાંખવાળી મૂર્તિઓની સંખ્યા ઘણી થોડી છે. ફક્ત થોડા નમૂના કામદેવની મૂર્તિના છે. એમાં ધનુષબાણ ધારણ કરેલા એ દેવને પાંખ સાથે બતાવ્યા છે. પાંખવાળી સ્ત્રીમૂર્તિઓનાં રમકડાં સપક્ષ ષષ્ઠીનાં જ લાગે છે. યુનાની દેવતા ક્યૂપિડ અને દેવી એફ્રોડાઈટીના પ્રભાવથી આ બન્ને પ્રકારની મૂર્તિઓમાં પાંખો બનાવવાનું અનુકરણ થયું હોય એવો સંભવ છે. જેને કાશ્યપસંહિતામાં ષણ્મુખીષષ્ઠી કહી છે એનુ અંકન યૌધેય ગણના કેટલાક સિક્કાઓ પર મળ્યું છે. એ લગભગ બીજી ત્રીજી સદીના છે. તાંબાની આ મુદ્રાઓની એક બાજુ ષડાનન કાર્તિકેય અને બીજી બાજુ ષણ્મુખી દેવીની મૂર્તિ છે. એનો મેળ ષણ્મુખી ષષ્ઠી સાથે નિશ્ચિતપણે બેસી શકે છે. (ભારતીય મુદ્રાપરિષદની પત્રિકા, ભા. ૫, પૃ. ૨૯ જુઓ મારો લેખ : 'देवीषष्ठी और यौधेय मुद्राएं') આ રીતે કુષાણકાળ આજુબાજુના પુરાતત્ત્વમાંથી મળતા પ્રમાણોથી એમ સિદ્ધ થાય છે કે સ્કંદ, કુમાર, વિશાખ, મહાસેન એ ચાર ભાઈઓના રૂપમાં ચતુર્વ્યૂહાત્મક સ્કંદ,[1] પાંચમા નંદિકેશ્વર અને પક્ષષષ્ઠી, ષણ્મુખીષષ્ઠી

[1] અમરકોષમા મહાસેન સ્કંદ, વિશાખ, કુમાર, આ ચાર નામ સ્કંદના પર્યાયવાચી નામો ગણાવનારા શ્લોકોમા આવ્યા છે આ બને શ્લોકોની ચાર પંક્તિઓમા એક એક પંક્તિની શરૂઆતમા એક એક નામ છે એટલે એમ લાગે છે કે મૂળે તો એ જુદા જુદા દેવતાઓ હતા આ જ પ્રસંગના એક પ્રક્ષિપ્ત શ્લોકમાં ચર્ચિકા અને ચામુંડા એમ બન્નેને પર્યાય કહ્યા છે

અને સૂતિકાષષ્ઠી એ રૂપોમાં એમની બહેન ષષ્ઠીની પૂજા લોકમાં પ્રચલિત હતી. આ દેવીદેવતાઓના પારસ્પરિક સમન્વયનું ધાર્મિક આંદોલન સમાજ પર ઊંડી અસર કરતું હતું.

સ્કંદના ઉદ્‌ગમ, વિકાસ અને એના પરિવારની આ ઊંડી તપાસ પરથી જણાય છે કે સીધા સાદા કોઈક સ્થાનિક દેવતાની માન્યતા કેવી રીતે ઉત્તરોત્તર જટિલ બનતી ગઈ હતી. આ વિકાસક્રમની એક બાજુ પ્રાચીન જૈન સાહિત્યમાં ઉલ્લેખાયેલા સ્કંદમહ નામના ઉત્સવનાં દર્શન થાય છે તો બીજી બાજુ સ્વામી કાર્ત્તિકેયમાં એ ભવ્ય મંદિરોનાં દર્શન થાય છે. એ મંદિરોમાં સ્કંદની વિશાળ મૂર્તિઓ સ્થાપવામાં આવતી. આ મૂર્તિઓમાં કાર્ત્તિકેય દેવસેનાના સેનાપતિ અથવા દેવોના સેનાનીના રૂપમાં શિવ અને બ્રહ્મા દ્વારા અભિષિક્ત થતા બતાવ્યા છે. સ્કંદમહનો ઉત્સવ 'નિશીથચૂર્ણિ' પ્રમાણે આસો સુદ પૂનમે ઊજવાતો હતો. શ્રાવસ્તી નગરીમાં મહાવીર પહોંચ્યા ત્યારે આ ઉત્સવ ત્યાં ઊજવાતો હતો. 'આવશ્યક ચૂર્ણિ'મા જણાવ્યા પ્રમાણે સ્કંદની મૂર્તિની રથયાત્રા પણ નીકળતી હતી. મૂર્તિની વાત ચૂર્ણિકારના ધ્યાનમા કુષાણકાળ પછી ગુપ્તકાળની ધાર્મિક સંસ્કૃતિના પ્રભાવથી આવી હશે. હજી સુધી સ્કંદની કોઈ મૂર્તિ પહેલી સદી ઈ. સ. પૂર્વેની મળી નથી. હજી હમણાં જ મથુરાની કુષાણકાલીન કાર્તિકેયની એક પ્રતિમા મળી છે. એમાં જમણો હાથ તેમણે અભયમુદ્રામા ઊંચો ઉપાડેલો રાખ્યો છે અને ડાબા હાથમાં શક્તિ ધારણ કરીને ઊભા છે. મૂર્તિના પાટલા પર કનિષ્કના રાજ્યકાલના સંવત્સર ૧૧નો એક લેખ છે. એમાં લખ્યું છે કે વિશ્વલના પુત્રો વિશ્વદેવ, વિશ્વસોમ, વિશ્વભવ અને વિશ્વવસુ નામના ચાર ભાઈઓએ

પોતાના ઘરમાં કાર્તિકેયની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.[1] અતિ-પ્રાચીન કાળમાં જ્યારે પથ્થર કે માટીની મૂર્તિઓ નહોતી બનતી ત્યારે પણ કોઈક ચોરા પર કે ખાસ સ્થળે આવા દેવની પ્રતીકઉપાસના કલ્પિત કરીને એમનો ઉત્સવ ઊજવી શકાતો હતો એ સમજી શકાય તેવું છે.

---

૧. सं ११ हे ४ दि एतस्य पूर्व्वायां कार्त्तिकेयस्य प्रतिमा प्रतिष्ठापिता । विश्वदेवेन विश्वसोमेन विश्वभवेन विश्ववसुना च भ्रातृभिः विश्वलपुने हि क्षत्रिये हि स्वके आवमथे ।

(ઉત્તરપ્રદેશની ઇતિહાસપરિષદની પત્રિકા, જુલાઈ ૧૯૪૩, પૃ. ૬૫. મથુરા સંગ્રહાલય, મૂર્તિસંખ્યા ૨૯૪૮ )

## ૬. રુદ્દમહ

નાયાધમ્મકહા અને રાયપસેણીય સૂત્રની મહવિષયક સૂચિમાં રુદ્દમહ અને શિવમહ એ બન્નેનો અલગ અલગ ઉલ્લેખ થયો છે. નામોલ્લેખ ઉપરાંત જૈન સાહિત્ય અને પાલિ સાહિત્યમાં આ બન્ને ઉત્સવો વિષે કંઈક વધુ જાણી શકાય એવી કોઈ સામગ્રી મળતી નથી. હા, એટલું ચોક્કસ જણાય છે કે લોકમાં જેવા બીજા ઉત્સવો હતા તેવા જ રુદ્રમહ અને શિવમહ પણ પ્રાચીન કાળથી ચાલ્યા આવતા હતા એમાં પણ લોકો મોટા પ્રમાણમા ભાગ લેતા હતા. ખરી રીતે તો લોકધર્મ કે શાસ્ત્રીય ધર્મ, બન્નેની દૃષ્ટિએ જોઈએ તોપણ એમ જણાય છે કે રુદ્ર – શિવની પૂજા જેટલી પ્રાચીન હતી એટલી જ એ વધારે લોકવ્યાપી હતી. બધા દેવતાઓમાં રુદ્ર–શિવનું મહત્ત્વ ઘણું વધારે હતું. વિષ્ણુને બાદ કરતા બીજા કોઈ દેવતાનો પ્રભાવ એટલો બધો લોકોત્તર અને વ્યાપક ન હતો. એ પણ જણાય છે કે શિવની માન્યતા અને પૂજા મધ્ય એશિયા સુધી હતી. પ્રાચીન કાપિશી(વર્તમાન કાફિરિસ્તાન )મા શિવદેવનું મંદિર હતું. વંક્ષુ નદીની દક્ષિણમાં મૂજવંત પ્રદેશમા જેને આજે મુંજાન કહે છે ત્યાં વૈદિક કાળમાં રુદ્રની માન્યતા હતી. યજુર્વેદ ૩/૬૧માં લખ્યું છે : 'હે રુદ્ર, આ તારું ભક્ષ્ય છે, એને લઈને તું મૂજવતથી દૂર ચાલ્યો જા. તેં ધનુષ અને પિનાક નામનો દંડ ધારણ કર્યો છે, તું ચામડું પહેરે છે, અમને નુકસાન કર્યા વિના, હે શિવ, તું દૂર ચાલ્યો જા.'[1] અથર્વવેદમાં મૂજવન્‌ની સાથે મહાવૃષ

---

૧. एतत् ते रुद्रावस तेन परो मूजवतोऽतीहि । अवततधन्वा पिनाकावस कृत्तिवासा अहिंसन्नः शिवोऽतीहि । – यजुस० ३।६

પ્રદેશનો પણ ઉલ્લેખ છે :

ओकोऽस्य मूजवन्त ओकोऽस्य महावृषा. । અથર્વ૦ ૫।૨૨।૫

મહાવૃષ પ્રદેશમાં મહાન વૃષ કે નંદી લાંછનવાળા શિવ કે મહાદેવની પૂજા પ્રચલિત હશે. ઇન્દ્રને પણ વેદોમાં મહાદેવ વૃષભ કહ્યો છે. ઇન્દ્ર અને રુદ્ર–શિવ એ બન્નેનો સમન્વય શિવના વિકાસનું પહેલું પગથિયું થયું. ઇન્દ્રનું વજ્ર જ શિવનું ત્રિશૂલ બન્યું. બીજી બાજુ,રુદ્ર–શિવનો સમન્વય ભૂત, પિશાચ, યક્ષ, મહોરગ, નાગ, કિન્નર વગેરે અનેક સ્થાનિક ઘોર દેવતાઓ સાથે થયો. તે બધા કોઈ ને કોઈરૂપે રુદ્રના વિશાળ પરિવારનાં અંગ બની ગયા. આ રીતે સમન્વયની ત્રીજી ધારા રુદ્ર અને માતૃદેવીના પારસ્પરિક સંમિલનના રૂપમાં વિકસી. અતિપ્રાચીન કાળથી સર્વભૂતધાત્રી મહીમાતાની પૂજા ભારતવર્ષ અને એની બહાર પણ અનેક દેશોમા પ્રચલિત હતી. અંબિકાનો અર્થ જ માતૃદેવી છે. વિદ્વાનો માને છે કે આ માતૃદેવી તે પૃથ્વી જ હતી. બધી સંસ્કૃતિઓમાં પૃથ્વીને માતૃદેવી માની છે. તે બધાથી મોટી દેવી હતી એથી દેવોમાં સૌથી મોટા દેવ મહાદેવ શિવ સાથે એ મહાદેવી અંબિકાનો સંબંધ સ્થપાય એ સ્વાભાવિક હતું. શિવ–સતી અને શિવ–પાર્વતીના લગ્નના આખ્યાન દ્વારા આ જ પ્રક્રિયાનો અણુસાર મળે છે.

વૈદિક યુગમાં રુદ્રની કેવા પ્રકારની માન્યતા લોકમાં ફેલાયેલી હતી એનો કંઈક આભાસ યજુર્વેદના સોળમા અધ્યાયમાં મળે છે. એમાં અનેક રુદ્રોની કલ્પના થઈ છે. દરેક દિશામાં હજારો રુદ્ર ભર્યા છે. (ये चैनं रुद्रा अभितो दिक्षु श्रिता सहस्रश – શ્રૌજન ૧૬।૬) તે રુદ્ર વૃક્ષોમાં, ઔષધિઓમાં, પર્વતોમાં, જળમાં, માર્ગમાં, સભામાં, ઘરમાં, ગહ્વરમાં,

ખેતરમાં, ઊસરમાં, બધે પોતાનાં અસંખ્ય રૂપોથી વ્યાપેલો છે. (असंख्याता. सहस्राणि ये रुद्रा अधिभूम्याम् – એજન ૧૬।૪) શર્વ, ભવ, રુદ્ર, પશુપતિ, કપર્દી, નીલગ્રીવ વગેરે એ રુદ્રનાં અનેક નામ છે. તે પર્વતનિવાસી છે, પર્વતોમાં ફરે છે. એનું એક શરીર ઘોર અને બીજું શિવ છે. તસ્કર, સ્તેન, જંગલી, અરણ્યવાસી લોકો, તલવાર ધારણ કરનારા, હિંસક, રાત્રે લૂંટફાટ કરનારા એ બધા રુદ્રને પોતાનો સ્વામી માને છે. તે રુદ્ર આતતાયી–આક્રમક છે. આ રીતે સભા, સભાપતિ, અશ્વ, અશ્વપતિ, ગણ, ગણપતિ, વ્રાત, વ્રાતપતિ, સેના, સેનાની, રથી, અરથી, સુથાર, રથકાર, સારથિ, સંગૃહીતા, કુલાલ, કુમાર, બાલક, વૃદ્ધ, બધા રુદ્રની પૂજા કરે છે. નિષાદ, લુબ્ધક, વ્યાધ, શિકારી એ સૌનો દેવતા પણ રુદ્ર છે. આ રીતે અનેક રૂપોમા રુદ્રની કલ્પના કરી છે. એક બાજુ તે ઉગ્ર અને ભીમ છે, એ આગળ વધીને અને દૂર સુધી મારે છે. બીજી બાજુ એ શિવ અને શંકર છે. એ શરીર અને મન માટે બધી રીતે કલ્યાણકર છે. આ રુદ્રના માથા પર કપર્દ એટલે જટાઓ છે, હાથમા ધનુષ અને બાણ છે, એની ગ્રીવા નીલવર્ણ છે. એના શરીર પર સર્પ લપેટેલા છે. તે કૃત્તિ એટલે ચામડું પહેરે છે. આ રીતે રુદ્ર–શિવના જે રૂપોનો ઉલ્લેખ પુરાણોમાં આવે છે, એની મૂળ કલ્પના વૈદિક શતરુદ્રીય સૂક્તમા જ મળી જાય છે. દિશાવિદિશામા વ્યાપેલા અનેક રુદ્રોમાં ભગવાન ઉપાધિ-ધારી અને શિવતમ સ્વરૂપવાળા શિવની કલ્પના પણ આ જ સૂક્તમાં પૂરેપૂરી મળે છે.

લોકમાં અનેક રૂપોમાં રુદ્રોની જે માન્યતા અને શ્રદ્ધા પ્રચલિત હતી તે શિવની સર્વોપરિ કલ્પના પછી પણ ચાલુ

જ રહી હશે સામાન્ય રીતે જનતા પોતાના શ્રદ્ધેય દેવને કે એની પૂજાપદ્ધતિને જલદી છોડતી નથી તેમ એમા ઝટ પરિવર્તન પણ કરતી નથી તે સમન્વય પસંદ કરે છે. જેનો જેવો દેવતા હોય એનો સ્વીકાર કરીને ઉદાત્ત તથા ઉત્કૃષ્ટ રૂપની સાથે એકરૂપતાના સંબંધને લોકની ભાવના વધુ સ્વીકારે છે. જેમની સાથે કોઈક રૂપમા પણ શિવનો સંબંધ ન જોડાયો હોય તેવા હિન્દુધર્મનાં કોઈ દેવી-દેવતા જ નથી. સ્કંદ અને શિવના સમન્વયની વાત અમે ઉપર કહી ગયા છીએ. આ જ રીતે વિષ્ણુ, બ્રહ્મા, ગણપતિ વગેરે દેવતાઓ સાથેના શિવના આખ્યાનો મળે છે. એ બધાંનું વિશ્લેષણ અહીં શક્ય નથી.

એ ચોક્કસ છે કે રુદ્રનાં અનેક નામ અને રૂપ લોકમા રહ્યા હશે શતપથ બ્રાહ્મણમા કહ્યું છે કે અગ્નિ જ એ દેવ છે, એના જ એ બધાં નામો છે. પૂર્વના દેશોમાં એને શર્વ નામથી ઓળખે છે. વાહીક દેશમા એને ભવ કહે છે. એ જ પશુપતિ રુદ્ર કહેવાય છે.[1] બીજે આમ કહ્યું છે: 'રુદ્ર, શર્વ, પશુપતિ, ઉગ્ર, અશનિ, ભવ, મહાદેવ, ઈશાન, આ આઠેય અગ્નિના જ રૂપો છે. કુમાર એનું નવમુ રૂપ છે' (शत ६।१।३।१८) આપણે ઉપર જોયું કે મહાભારતની સાક્ષી પ્રમાણે કુમાર પહેલા તો એક ગ્રહનુ નામ હતું એની સાથે ઘણા કુમારી ગ્રહો પણ હતા. એ બન્ને પ્રકારના ગ્રહો સ્કંદના રૂપમાં એક થઈ ગયા. શતપથનાં ઉપલા બે પ્રમાણોથી જણાય છે કે રુદ્ર-શિવ અને અગ્નિ એ બન્નેનો જ્યારે સમ-

---

१. अग्निर्वै स देव तस्यैतानि नामानि, शर्व इति यथा प्राच्या आचक्षते, भव इति यथा बाहीका, पशूना पती रुद्रेऽग्निरिति।
—शतपथ० १।७।३।८

ન્વય થવા લાગ્યો ત્યારે યજ્ઞ સાથે સંબંધ નહીં એવા શિવ દેવતા અને યજ્ઞ સાથે સંબંધિત અગ્નિદેવતા એ બન્ને સૌ પહેલાં એકબીજાની પાસે આવ્યા. એટલે કે લોકધર્મ અને વેદમાર્ગીય ધર્મ એ બન્ને એકબીજા તરફ ખેંચાયા. દક્ષ પ્રજાપતિના યજ્ઞના મહાન આખ્યાનનો અર્થ પણ એ જ છે. એ યજ્ઞમાં શિવને ભાગ ન અપાયો. પણ શિવની અર્ધાંગિની સતીએ એમાં ભાગ લીધો અને એમનું અપમાન થયું. તેથી શિવે યજ્ઞનો વિધ્વંસ કર્યો. મહાભારતમાં દક્ષે કહ્યું છે કે જટાધારી એકાદશ રુદ્રોને તો હું જાણું છું પણ આ મહેશ્વર કોણ છે એ હું જાણતો નથી. અંતે દક્ષ અને શિવ એ બન્નેનો મેળ થઈ જાય છે. રુદ્ર અને ઉમાને અગ્નિ અને સ્વાહાનું રૂપ કહ્યું છે. આ રીતે રુદ્રની અનેકાનેક કથાઓના તાણાવાણા દૂર દૂર સુધી ફેલાયેલા છે અને લોકધર્મના વિકાસક્રમમા એ બધી કથાઓના પારસ્પરિક સંબંધ આ દૃષ્ટિએ વિચારપૂર્વક સમજી શકાય છે.

લોકમાં રુદ્ર–શિવની પૂજાનું સૌથી પ્રાચીન પ્રમાણ સિંધુ ખીણમાંથી પ્રાપ્ત થયેલી સામગ્રીમાંથી મળે છે. માતૃદેવી અને શિવપૂજા એ બે જ એ ધર્મની મોટી વિશેષતાઓ છે. મોહેં જો દડોની શિવપૂજા વસ્તુત લોકધર્મનું જ રૂપ છે. યજુર્વેદમાં એનું દાર્શનિક રૂપ ઊભું કરવાનો અને એનો ધાર્મિક સંસ્કાર કરવાનો પ્રયત્ન થયો છે. એક બાજુ શાસ્ત્રીય માર્ગે તે પરંપરા પછીના સાહિત્યમાં બરાબર આગળ વધતી રહી. બીજી બાજુ શિવપૂજાનું જે લોકગ્રાહ્ય રૂપ હતું તે પણ ચાલુ રહ્યું. સ્થળે સ્થળે હજારોની સંખ્યામાં જે શિવલિંગો પોતાના ખાસ નામ તથા માહાત્મ્ય સાથે ફેલાયેલા છે તે લોકધર્મની પરંપરામાં આવે છે. શિવને માટે ઈશાન અને ઈશ્વર વિશેષણ યજુર્વેદમાં મળે છે. પછીના સમયમાં પણ શિવલિંગોના નામ-

કરણની પદ્ધતિઓમાં આ પદ્ધતિ સ્વીકારાઈ છે. શિવલિંગોનાં નામ મોટે ભાગે ઈશ્વરાંત જ છે. પુરાતત્ત્વનાં પ્રમાણોથી જણાય છે કે કુષાણકાળમાં આ પ્રકારનાં નામ રાખવાની પ્રથા ચાલુ થઈ ગઈ હતી. મથુરાની કુષાણકલામાં જટેશ્વર શિવ નામના એક શિવલિંગની ભાળ મળે છે. સંભવતઃ આ પ્રથા એથી પણ વધુ પ્રાચીન હશે. કુષાણકાળ પછી તો આ પ્રકારનાં નામોની સંખ્યા ઘણી વધી ગઈ. સ્કંદપુરાણના કાશી-ખંડમાં ઈશ્વરાંત શિવલિંગોની લાંબી યાદી છે. એ ગુપ્તકાળની આજુબાજુની જણાય છે. રાજઘાટમાંથી મળેલી કેટલીક માટીની મુદ્રાઓ પર ગભસ્તીશ્વર વગેરે કેટલાંયે નામો એવાં મળ્યાં છે જે કાશીખંડની સૂચિમાં પણ છે. શિવલિંગની સ્થાપના કરનાર વ્યક્તિ પોતાના નામથી કે પોતાના ગુરુ અથવા પ્રિયજનના નામથી શિવલિંગનું નામ રાખે એવી પણ એક પ્રથા હતી. મથુરાના એક ગુપ્તકાલીન લેખમાં એનું ઉદાહરણ મળે છે. આર્ય ઉદિતાચાર્યે પોતાના ગુરુ અને એમના ગુરુના નામથી ઉપમિતેશ્વર અને કપિલેશ્વર નામનાં બે શિવલિંગોની સ્થાપના કરી હતી. (ચંદ્રગુપ્ત બીજાના સમયના ગુપ્ત સંવત ૬૧ નો લેખ.)

શિવના સ્વરૂપના વિકાસક્રમમાં બે વાતો ધ્યાન આપવા જેવી છે. એક તો એમના સૌમ્ય રૂપનું પર્યવસાન યોગસાધના-માં થયું અને શિવ સૌથી મોટા યોગી પ્રસિદ્ધ થયા. લોકમાં આ પરંપરા વિકસિત થતી નાથગુરુઓ દ્વારા સૌથી વધુ ફેલાઈ. એમાં ગુરુ ગોરખનાથનું નામ સૌ પહેલાં લેવા જેવું છે. નાથપંથના મત પ્રમાણે શિવ સૌથી પહેલા નાથ થયા. એમને તેઓ આદિનાથ પણ કહે છે. નાથધર્મના ઉદય પહેલાં પણ બૌદ્ધધર્મમાં શિવનો સમન્વય અવલોકિતેશ્વર સાથે

થયો હતો. બુદ્ધ અને શિવનું સમન્વિત રૂપ લોકેશ્વરનું કહેવાતું હતું. લોકેશ્વરનાં રૂપોની સંખ્યા એકસો આઠ કે તેથી વધારે કહેવાઈ છે. જટાજૂટ, ત્રિશૂલ, રુદ્રાક્ષ, વાઘાંબર, તૃતીય નેત્ર વગેરે બાહ્ય ચિહ્ન શિવ અને લોકેશ્વર બન્નેમાં એકસરખાં મળે છે.

બીજી વાત એ છે કે નિષાદ જાતિઓ જેને પૂજતી તે શિવનું ઘોર રૂપ પણ સાવ નષ્ટ થઈ ગયું એમ નહીં, પણ ભૈરવ રૂપમાં એની પણ માન્યતા ચાલુ રહી. લગભગ દરેક શિવક્ષેત્રમાં ભૈરવોની પૂજા લોકમા મળે છે. મોટે ભાગે ભૈરવ-પૂજા લોકધર્મનું જ અંગ છે. મધુમાંસ કે માસશોણિત ભોજન જે રુદ્ર-શિવના આ ઘોર રૂપ સાથે પ્રાચીન કાળથી જોડાયેલું હતું તેનું કલંક હજી આજે પણ એને વળગેલું જ છે

એ જ બાબતમાં એ પણ ઉલ્લેખ કરવો જોઈએ કે યક્ષની પૂજાનો પણ શિવપૂજા સાથે નિશ્ચિત રીતે સમન્વય થયો. યક્ષોના અધિપતિ વૈશ્રવણ કુબેર શિવના અંતરંગ મિત્ર થઈ ગયા. એવું અનુમાન થઈ શકે એવા પ્રમાણો છે કે રુદ્ર-શિવપૂજાથી પણ યક્ષપૂજા વધારે પ્રાચીન છે. યક્ષોની માન્યતા અને પૂજાને હટાવીને અથવા એના પ્રભાવને ઓછો કરીને એનું સ્થાન શિવ-પૂજાએ લીધું ઉદાહરણ તરીકે એવી કથા છે કે કાશીક્ષેત્રમા પહેલા યક્ષોની પૂજા અને માન્યતા હતી. પાછળથી યક્ષોના રાજાનો પુત્ર શિવનો ભક્ત બની ગયો. યક્ષોના ભક્તો અને શિવભક્તોમા ઝઘડો થયો. બન્નેએ શિવને પંચ માન્યા. ત્યારે શિવે ફેંસલો આપ્યો કે અમારા ભક્તો કાશીમા રહેશે અને યક્ષોના ભક્તો કાશી બહાર રહેશે. યક્ષ અને શિવના પૂજકો પરસ્પર વેરભાવ છોડી મળી ગયા એવો ઇશારો આ નાનકડી કથામાં છે. પણ

વંશ્ય ક્ષત્રિય હતા. (૫/૨/૩૪ સૂત્ર ૫૨ કાશિકા). પાછળથી ધીમે ધીમે તેઓ દેવપદ પામ્યા અને એમની ભક્તિ અને પૂજા થવા લાગ્યા.

વિષ્ણુની જેમ શિવ સાથે પણ નાગપરંપરાનો સંબંધ મળે છે. યજુર્વેદમા રુદ્રને 'अहिसन्नः' એટલે સર્પની પાસે રહેનાર એવા કહ્યા છે. લોકધર્મની દૃષ્ટિએ નાગ અને સર્પ એ બન્નેના પ્રવાહો પહેલાં જુદા રહ્યા હોય તોપણ એમનો ભેદ હવે સ્પષ્ટ નથી. નાગોની બાબતમાં બે કથાઓ મહત્ત્વની છે. એક નાગ અને ગરુડનો સંઘર્ષ અને બીજો જનમેજયનો નાગયજ્ઞ. પહેલી કથાના મૂળમાં ધાર્મિક ગાથાનો અંશ વધુ છે. અને બીજી કથાના મૂળમાં ઐતિહાસિક અંશ વધારે છે. ગરુડ સૂર્યના પ્રતિનિધિ છે અને નાગ અંધકારથી ભરેલા પાતાળ કે પાર્થિવ લોકોના. ગરુડ અને નાગના સંઘર્ષમાં ગરુડનો સૌથી મોટો વિજય ગરુડ સ્વર્ગમાંથી અમૃતનો ઘડો લઈ આવ્યા એ છે. અમૃતઘટની શોધ અને તેની પ્રાપ્તિનું આખ્યાન અંગ્રેજીમા જેને 'ક્વેસ્ટ ઑફ ધ હોલી ગ્રેલ' કહે છે તે આતરરાષ્ટ્રીય કથાની યાદ આપે છે જેમાં જીવનનો પ્રાણદાયક રસ (અમૃત) ભરેલો હોય છે એવું ગ્રેલ કોઈ ખાસ પ્રકારનું વાસણ હતું. એને અમુક પ્રકારનો મણિ પણ કહે છે અમૃતનો ઘડો અને 'હોલી ગ્રેલ' એ બન્નેમાં ઘણું વધારે સામ્ય છે. આ જાતનો જીવનદાયી અમૃતપદાર્થ સૂર્યોપાસક આર્યજાતિને મળ્યો, નાગજાતિને નહીં એ આ કથાનો સાર જણાય છે. સમુદ્રમંથનમાથી ઉત્પન્ન અમૃતનો ઘડો દેવોને મળ્યો, અસુરોને નહીં એ પૌરાણિક આખ્યાનમા પણ એ જ વાત બીજી ભાષામાં કહેવાઈ છે.

જનમેજયના નાગયજ્ઞની કથા પાછળ કેટલુંક ઐતિહાસિક

સત્ય છુપાયેલું છે. કુરુપાંડવવંશ સાથે તક્ષક વંશનો ઝઘડો ચાલ્યો આવતો હતો. એ દ્વંદ્વમાં પરીક્ષિતનો અંત થયો. એનો બદલો જનમેજયે નાગયજ્ઞરૂપે લીધો. જરત્કારુનો પુત્ર આસ્તીક વાસુકિ નાગની બહેનનો દીકરો હતો. જન્મ પછી વાસુકિએ જ આસ્તીકનું લાલનપાલન કર્યું. નાગો સાથેના પોતાના આ સંબંધને કારણે જ આસ્તીકે નાગયજ્ઞમાંથી નાગલોકોની રક્ષા કરી.

કૃષ્ણના જીવનમાં પણ કાલીય નાગને નાથવાની મહત્ત્વપૂર્ણ ઘટના આવે છે. બુદ્ધનો પણ કેટલાક નાગો સાથે સંબંધ બતાવેલો છે. બુદ્ધનો જન્મ થયો કે તરત નંદ અને ઉપનંદ નામના નાગોએ પ્રકટ થઈ એમની સ્તુતિ કરી. નૈરંજના નદીમાં નાગદેવતાનો વાસ હતો. જ્યારે બુદ્ધે એમાં સ્નાન કરી લીધું ત્યારે સાગર નામના નાગરાજની પુત્રીએ બોધિસત્ત્વને બેસવા માટે રત્નજડિત આસન આપ્યું. કહેવાય છે કે સુજાતાની દીધેલી ખીર ખાઈને બુદ્ધે એનો સોનાનો કટોરો નદીમાં ફેંકી દીધો. એ કટોરાને ત્યાંના નાગે ઉપાડી લીધો પણ ઇન્દ્રે ગરુડનું રૂપ ધારણ કરીને તે છીનવી લીધો અને તેત્રીસમા સ્વર્ગમા એને લઈજઈને એની પૂજા કરી. નૈરંજના નદીમાં સ્નાન કરીને જ્યારે બુદ્ધ બોધિવૃક્ષ તરફ ચાલ્યા ત્યારે નાગરાજ કાલિકે એમની સ્તુતિ કરી અને એમના બુદ્ધત્વ વિષે ભવિષ્યવાણી કરી. સંબોધિ પ્રાપ્ત કર્યા પછી બુદ્ધ કેટલાક દિવસો સુધી બોધિવૃક્ષની નીચે જ રહ્યા. બીજા અઠવાડિયે એની પાસેના મુચુલિંદ વૃક્ષની નીચે જઈ બેઠા. ત્યાં નાગરાજ મુચુલિંદે પોતાના દરમાંથી નીકળીને બુદ્ધ ઉપર છાયા કરી. બુદ્ધે સારનાથમાં પ્રથમ ઉપદેશ દીધો. ત્યાર પછી તેઓ ઉરુબિલ્વ નામના સ્થળે ગયા. ત્યાં કાશ્યપ

ઋષિનો આશ્રમ હતો. ત્યાં બુદ્ધે આશ્રમના એક ભાગમાં રહેતા એક ભયંકર નાગને નાથ્યો. નાગોની બીજી પણ ઘણી કથાઓ બુદ્ધના જીવન સાથે જોડાયેલી છે. સ્થળે સ્થળે જુદા જુદા નાગોનાં નાનાં મોટાં મંદિરો કે પવિત્ર સ્થાનો હોય તે સ્વાભાવિક હતું. એમાંનાં મોટા ભાગનાં સ્થળોના તાણાવાણા બુદ્ધની કથાઓ સાથે જોડાઈ ગયા. એ જ જાતના બે નાગ ઉત્તર-પશ્ચિમમાં હતા. બુદ્ધ પોતે ગાંધાર દેશમાં કોઈ દિવસ નહોતા ગયા પણ વાર્તાઓમાં તેઓ ત્યા ગયેલા છે, એમ માની લેવાયું. કાબુલ નદી પાસે નગરહાર નામના સ્થળે ગોપાલ નામનો એક નાગ હતો. એ આજુબાજુના લોકોને બહુ ભય પમાડતો હતો. બુદ્ધે પોતાના ઉપદેશથી એને વશ કર્યો. એ જ રીતે સુવાસ્તુ નદી પાસેના મંગલપુર નગર પાસે રહેનાર અપલાલ નામનો નાગ નદીમાં પૂર લાવીને એ પ્રદેશને નુકસાન કરતો હતો. બુદ્ધે એને શાંત કર્યો. બુદ્ધના પરિનિર્વાણ પછી જ્યારે એમના શરીરની ધાતુઓની વહેંચણી થઈ ત્યારે રામગ્રામના કોલીય ક્ષત્રિયોને પણ એક ભાગ મળ્યો. કહેવાય છે કે રામગ્રામમા જે સ્તૂપ બન્યો તેની રક્ષાની જવાબદારી નાગદેવતાઓએ સંભાળેલી

જાતકોની કથાઓ તો નાગોનાં આખ્યાનોથી ભરેલી છે. એમને કારણે નાગવિષયક લોકવાર્તાઓ ઉપર ઘણો પ્રકાશ પડે છે. એક બાજુ નાગરાજ ચંપક, શંખપાલ, ભૂરિદત્ત જેવા કથાનકો છે. એમા નાગલોકો બૌદ્ધ ધર્મના નૈતિક પ્રભાવ હેઠળ આવીને એ પ્રમાણે આચરણ કરે છે. બીજી બાજુ જે સાધારણ લોકવાર્તાઓ છે એમના ઉપરથી જણાય છે કે નાગ જનસાધારણના દેવતા હતા. લોકધર્મમાં એમની માન્યતા હતી. ભારતીય કથાસાહિત્ય પ્રમાણે નાગ ક્ષેત્રદેવતા કહેવાયા છે.

એટલે કે જમીનના અમુક ખાસ ભાગની તેઓ રક્ષા કરતા. ત્યાં જ તેઓ રાફડો બનાવીને રહેતા. એમને વિષે બીજી શ્રદ્ધા એવી છે કે તેઓ ભૂમિમાં દાટેલા ધન પર બેસીને એમની રક્ષા કરે છે અને એ ધન કોઈને લેવા દેતા નથી. જે વ્યક્તિ નાગની પૂજા કરીને એને પ્રસન્ન કરે છે તે જ એ ધન મેળવી શકે છે. નાગો વિષે આવી શ્રદ્ધા દુનિયાના બીજા દેશોમાં પણ મળે છે. પંચતંત્રની એક વાર્તા પ્રમાણે ક્ષેત્રનો સ્વામી બ્રાહ્મણ નાગને દૂધ પિવડાવતો તેથી એ ક્ષેત્ર-પાલ નાગદેવતા એને રોજ એક દીનાર આપતા. એક દિવસ બ્રાહ્મણ બીજે ગામ ગયો અને નાગને દૂધ પાવાનું કામ પોતાના પુત્રને સોંપી ગયો. નાગે પુત્રને પણ નિયમ મુજબ એક દીનાર આપી. પુત્ર સમજ્યો કે એના રાફડામાં દીનાર ભરી છે, તે બધી એકીસાથે શા માટે ન લઈ લેવી ? આમ વિચારી એણે બીજે દિવસે જ્યારે નાગ દૂધ પીવા બહાર નીકળ્યો ત્યારે એના માથા પર લાકડી મારી. નાગે ગુસ્સે થઈને એને દંશ દીધો. જ્યારે બ્રાહ્મણ પાછો ફર્યો ત્યારે તે ફરી દૂધ લઈને આવ્યો. ત્યારે નાગે તેને કહ્યુ: 'રે મૂર્ખ, તું ધનના લોભથી આવેલો છે. હું લાકડીનો ફટકો કોઈ દિવસ ભૂલીશ નહીં અને તું પુત્રશોકને કદી ભૂલી નહીં શકે. એટલે હવે તારી–મારી મિત્રતા નભી ન શકે.' આમ કહીને એણે બ્રાહ્મણને એક મૂલ્યવાન મણિ આપ્યો અને ફરી ન આવવા કહ્યું. આ વાર્તામાં નાગને ક્ષેત્રદેવતા માન્યો છે. તે જમીન નીચે દાટેલા ધનનો રક્ષક છે. અને ત્રીજી વિશેષતા એ છે કે એની પાસે મૂલ્યવાન મણિ હોય છે. જેના ઉપર એ પ્રસન્ન થાય એ માણસને એ મણિ આપે છે. આ ત્રણે વાતો નાગ વિષેની જનશ્રદ્ધાનો એક ભાગ હતી.

પંચતંત્રમાં જ બીજી વાર્તા છે. એમાં એક બ્રાહ્મણની પત્ની નાગરૂપી પુત્રને જન્મ દે છે. બ્રાહ્મણ એનું લગ્ન એક સુંદર કન્યા સાથે કરે છે. એક દિવસ રાત્રે જ્યારે પતિપત્ની એકાંતમા મળે છે ત્યારે નાગ પોતાની કાંચળી છોડીને મનુષ્ય બનીને સ્ત્રીને મળે છે. બન્ને સુખશયન કરે છે. એ વખતે પિતા ત્યા આવીને કાંચળીને જુદી પડેલી જોઈ એને બાળી નાખે છે. એથી તે નાગકુમાર પુરુષરૂપે જ હંમેશ માટે રહે છે. આ વાર્તા પણ લોકસાહિત્યમાં મળે છે. કુમાઉંના લોકવાર્તા-સાહિત્યમાં એ આવી રીતે રજૂ થયેલી છે:

એક ધનવાન માણસને સંતાન નહોતું થતું. આથી પતિએ ગુસ્સે થઈને પોતાની સ્રીને ઘરમાંથી કાઢી મૂકી. તે ભીખ માગવા લાગી. એક દિવસે તેણે નાગ જેવી એક નાનકડી લાકડી પડેલી જોઈ. એણે એને પોતાના ટોપલામાં મૂકી દીધી બીજે દિવસે એ એટલી વધી કે ટોપલામાં પણ ન સમાઈ. એથી તેને એક મોટા ટોપલામાં નાખી. તે પણ ભરાઈ ગયો. આમ ઘણીવાર કર્યા પછી તે પોતાના પતિના ખેતરમાં ગઈ અને એ નાગને કોઠારમા રાખ્યો. કોઠાર પણ એનાથી ભરાઈ ગયો. ત્યારે પત્નીએ પતિને કહ્યું કે, હવે મારે પુત્ર થયો છે અને એને રહેવા માટે ઘર જોઈએ છે. પતિએ એક મોટું ઘર બનાવી દીધું. સ્રીએ નાગને એમાં રાખ્યો. તે ઘર પણ એનાથી ભરાઈ ગયું. પત્નીએ પતિને કહ્યું કે, મારો પુત્ર મોટો થઇ ગયો છે. એને માટે સ્રી જોઈએ. પતિ ક્યાંકથી એક અનાથ છોકરી લઈ આવ્યો અને નાગ સાથે એનું લગ્ન કર્યું. તે બિચારી એ નાગની સેવા કરતી અને પોતાની સાસુએ આપેલું મંત્રેલુ તેલ એને શરીરે ઘસતી. તે પોતાના આ દુર્ભાગ્યને કારણે રડવા માંડી પણ સાસુએ એને આશ્વાસન

અને ધીરજ આપ્યાં. ત્રીજે દિવસે નાગે કાંચળી છોડીને સુંદર મનુષ્યનું રૂપ લીધું. વહુએ પોતાની સાસુને આ વાત કહી. સાસુએ કહ્યું કે, આજે રાત્રે નાગ જ્યારે સૂઈ જાય ત્યારે એણે છોડેલી કાંચળી તારી ચોળી સાથે બાળી નાખજે. વહુએ તેમ કર્યું. એની ભૂલથી કાંચળીનો કેટલોક ભાગ બળ્યા વિનાનો રહી ગયો. નાગે એમાં પ્રવેશીને પોતાનું જૂનું રૂપ લીધું. સાસુએ વહુને કહ્યું કે, વારુ, હવે ધ્યાન રાખજે અને નાગની આખી કાંચળી બાળી નાખજે. વહુએ એ પ્રમાણે કર્યું. ત્યારથી એનો પતિ માણસરૂપે એની સાથે રહેવા લાગ્યો (ઉત્તરપ્રદેશ ઇતિહાસ પરિષદનુ મુખપત્ર, ભા. ૧, પૃ. ૩૭–૩૮). ડૉ. વોગેલે આ વાર્તાનું તુલનાત્મક અધ્યયન કરતાં કહ્યું છે કે આ પ્રકારની લોકશ્રદ્ધા બીજા ઘણા દેશોમાં મળે છે. એમા પશુ કે પક્ષીની ખોળ બાળી નાખવાથી એણે થોડા વખત માટે ધારણ કરેલા મનુષ્યશરીરને હંમેશ માટે રક્ષી શકાય છે એવી વાતો આવે છે. ઉત્તરાખંડના વોલસુંગ સાગામાં એવી જ એક વાર્તા છે. એ વાર્તામા વરુનું રૂપ ધારણ કરેલાં સ્ત્રીપુરુષની રક્ષા એમણે છોડેલી એમની ખોળ (ખોળિયું) બાળવાથી થાય છે (ઇન્ડિયન સર્પેન્ટ લોર, પૃ. ૧૬૬–૧૭૪). સંભવતઃ કુમાઉ ઉપરાંત બીજા પ્રદેશોમા પણ આવી વાર્તાને મળતી લોકકથાઓ મળી આવે.

લોકમ ગપૂજાના ઘણા પ્રમાણ ભારતીય કલામાં મળે છે. મથુરા પાસે શુંગકાળથી ગુપ્તકાળ સુધી નાગપૂજાનો ઘણો પ્રચાર હતો. ત્યાથી સેંકડો નાગમૂર્તિઓ મળી છે. એમા એક દધિકર્ણ નાગની મૂર્તિ છે. છડગાવ નામના ગામમાંથી એક વિશાળ નાગ મૂર્તિ મળી હતી. એ કુષાણકાળની નાગમૂર્તિઓનું સૌથી મોટું અને સારું ઉદાહરણ છે. મથુરાનું જાઉછ

નામનું સ્થળ નાગપૂજાનું પ્રાચીન કેન્દ્ર હતું. એનો સંબંધ બળદેવજીની માન્યતા સાથે જોડાઈ ગયો. ત્યાં જે મૂર્તિની પૂજા થાય છે તે નાગમૂર્તિ છે. છડગાંવની નાગમૂર્તિના લેખમાં 'भगवान् नाग' એવું વિશેષણ મળે છે. ભગવાન વિશેષણ દેવત્વનું સૂચક હતું. એ વિશેષણ ભગવાન યક્ષ, ભગવાન વૈશ્રવણ, ભગવાન મણિભદ્ર, ભગવાન વાસુદેવ વગેરેમાં મળે છે.

લોકધર્મ, સાહિત્ય અને કળામાં નાગપૂજાનું સૌથી પ્રભાવશાળી ઉદાહરણ રાજગૃહના મણિનાગદેવતાની પૂજાનું સ્થાન મણિયારમઠ છે. મહાભારતના તીર્થયાત્રાપર્વમાં રાજગૃહના ગરમ પાણીનાં ઝરણાંઓનું વર્ણન કર્યા પછી લખ્યું છે કે એ ઝરણાંઓમાં સ્નાન કર્યા પછી યાત્રીએ યક્ષિણીની પૂજાનો પ્રસાદ ત્યાં વહેંચાય છે તે ખાધા પછી મણિનાગના દર્શન કરવા જોઈએ.[1] ગર્ભમાંનાં બાળકો સાથે સંબંધિત જરા નામની યક્ષણી તે દેવી હારીતી કે જાતહારિણી હતી એનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે એ પછી યાત્રી મણિનાગના સ્થાનનું દર્શન કરતો હતો એમ લખ્યું છે જે યાત્રી મણિનાગનો પ્રસાદ ચાખે છે તેને સાપનું વિષ ચડતું નથી એકરાત મણિનાગના સ્થાને રહેવું જોઈએ એવું વિધાન છે.[2]

---

१. यक्षिण्या नैत्यकं तत्र प्राश्नीत पुरुषः शुचिः ।
यक्षिण्यास्तु प्रसादेन मुच्यते भ्रूणहत्यया ॥ आरण्यक ८२।९०

२ मणिनागं ततो गत्वा गोसहस्रफलं लभेत् ।
नैत्यकं भुंजते यस्तु मणिनागस्य मानवः ॥
दष्टस्याशीविषेणापि न तस्य क्रमते विषम् ।
तत्रोष्य रजनीमेकां सर्वपापैः प्रमुच्यते ॥ आरण्यक ८२।९१

ભીમ-અર્જુન સાથે કૃષ્ણ સભા૦ ૨।૧૮।૨૯ પહોંચ્યા। ત્યારે રાજ

રાજગૃહમાં જરાદેવી સાથે સાથે મણિનાગની પૂજાની પરંપરા આર્યેતર જાતિઓના સમયથી ચાલી આવતી હશે. પછી એ બન્નેને દેવતા માનીને સર્વસાધારણ માટે વિહિત થયેલી તીર્થયાત્રામાં એમને સ્થાન અપાયું હશે. આ દૃષ્ટિએ તીર્થયાત્રાઓનું પણ મહત્ત્વ ઓછું નથી. કેમ કે એ તીર્થોમાં મોટે ભાગે વૃક્ષપૂજા, જલાશયપૂજા, નાગપૂજા, યક્ષપૂજા, ભૂતપૂજા વગેરે આર્યેતર ધર્મવિધિ સાથે જોડાયેલા હોય એવા પ્રકારના દેવતાઓની ગણતરી થયેલી હોય છે. મણિયારમઠના સ્થાનકમાં ગુપ્તયુગમાં એક મંદિર બનેલું. એ હજી પણ છે. પ્રાચીન કાળમાં આ રીતનાં મંદિરો નાગઘર કહેવાતા. એવું એક નાગઘર અયોધ્યા બહાર પણ હતું. રાજગૃહમા જૂના કાળમાં મણિનાગનું થાનક કે ઓટલા જેવું જ કદાચ હતું. એને દીવાલ બાંધીને ઈંટોનું ગોળ મંદિર બનાવ્યું હતું. મણિયારમઠના ખોદકામમા ઘણા માટીના એવા કરવા કે ઘડા મળ્યા છે કે એમાં એકથી વધુ નાળચાં હોય છે. કોઈ કોઈમાં તો દસથી પંદર નાળચા છે. આ જાતના નાળચાવાળા ઘડાનો નાગપૂજામાં ઉપયોગ થતો હતો અને આજે પણ થાય છે. મૂળ નક્ષત્રમાં બાળકનો જન્મ અશુભ મનાય છે. એવાં બાળકોની ગ્રહશાંતિ માટે એક ખાસ વિધિ થાય છે. એમનો નામકરણ સંસ્કાર સત્તાવીસમા દિવસે થાય છે ત્યાં સુધી પિતા એ બાળકનું મોં જોઈ શકતો નથી, માતા જોઈ શકે છે. સત્તાવીસમા દિવસે સત્તાવીસ નાળચાવાળા ઘડાથી પાણીની ધાર કરીને મૂલ નક્ષત્રમા જન્મેલા બાળકને સ્નાન કરાવાય છે.

---

ગૃહમાં અર્બુદ, શક્રવાપી, સ્વસ્તિક અને મણિનાગ એવા ચાર નાગદેવતાઓ ત્યાં વસે છે, એનો ઉલ્લેખ કર્યો છે

મૂળ નક્ષત્રના અધિષ્ઠાતા દેવતા સર્પ છે. એ માટે આ શાંતિવિધિ મણિનાગના સ્થાને થતી હતી એમ જણાય છે કે દૂરદૂરથી મૂલ નક્ષત્રમા જન્મેલાં બાળકો મણિનાગની યાત્રા કરવા માટે લાવવામાં આવતાં હતાં.

લોકમા નાગવિષયક ઉત્સવ નાગપંચમીરૂપે હજીયે ઊજવાય છે. શ્રાવણ સુદ પાંચમના દીવસે નાગપંચમીનો તહેવાર આવે છે આ દિવસે ઘરની દીવાલો ધોળીને એના પર સૌન (પક્ષીનું ચિત્ર) ચીતરે છે. કોઈ કોઇ જગાએ મોટી આકૃતિમાં સૌન ચીતરે છે અને ઘરના બારણાની બન્ને બાજુએ અને ઓરડાની બીજી દીવાલો પર પણ એમની આકૃતિઓ ચીતરે છે. આ સૌનની આકૃતિઓ પશ્ચિમોત્તર પ્રદેશમા જે રીતે ચિતરાય છે તે પરથી એના મૂળ હેતુનો ખ્યાલ આવે છે. એમાની કેટલીક પક્ષીઓની રેખાકૃતિઓ સાથે મળતી હોય છે, તો કેટલીક સર્પ જેવી હોય છે અમારી દૃષ્ટિએ સૌન શબ્દ સંસ્કૃત 'शकुनि'માથી નીકળેલો છે એમાથી પ્રાકૃતમાં 'सउनि' અને હિન્દીમા सउन કે 'सौन' થઈ જાય છે સૌનના રૂપે જાણે કે પાંખો ફેલાવેલા ગરુડની આકૃતિ ચિતરાય છે આ આકૃતિઓ પાછળ પ્રાચીન ગરુડ અને નાગસંગ્રામની દંતકથા રહેલી છે. મહાભારતના એ આખ્યાનનો ઉપર ઉલ્લેખ થયેલો છે. પણ આ સુપર્ણ આખ્યાન એથીયે ઘણું જૂનું હતું સામવેદમાં સૌપર્ણ સામનો ઉલ્લેખ છે તાંડય બ્રાહ્મણ(૧૪।૩।૧)માં કહ્યું છે કે દેવોનો યજ્ઞ એકવાર એમનાથી રિસાઈને બહાર ચાલ્યો ગયો તે સુપર્ણરૂપે આમતેમ ફરવા માડચો. દેવતાઓ એને સૌપર્ણ સામના ગીતો ગાઈને પાછો લાવ્યા ત્યારે યજ્ઞનો આરંભ થયો અહીં સ્પષ્ટ રીતે જ વૈદિક યજ્ઞ અને લોકની સુપર્ણપૂજાનો સમન્વય થયેલો જણાય છે ગરુડને ગરુત્મા

સુપર્ણ કહ્યો છે. ગરુત્મા સુપર્ણ સાથેના નાગોના સંગ્રામની કથા વૈદિક દેવાસુરસંગ્રામના ઢાળામાં ઢળી ગઈ. એમા સુપર્ણ દેવોના અને નાગ અસુરો કે અંધકારની શક્તિઓના પ્રતીક હતા. અસ્યવામીવ સૂક્તના એક મંત્રમાં ઇન્દ્ર, મિત્ર, વરુણ, અર્યમા વગેરે વૈદિક દેવોની સાથે ગરુત્મા સુપર્ણને પણ એક જ મૂળ તત્ત્વનાં અનેક રૂપોમાંના એક ગણી લેવાયા છે.[1] સુપર્ણ અને ગરુડ બન્ને સૂર્યની સંજ્ઞાઓ હતી ગરુડ અને નાગ પ્રકાશ અને અંધકારનાં પ્રતીક હતાં. આ એમનું શાશ્વત દ્વંદ્વ છે. મથુરા અને ગાંધારની કલામાં નાગ–ગરુડસંગ્રામનું અંકન થયું હોય એવા ઘણા શિલાપટ્ટો મળ્યા છે. નાગપંચમીના દિવસે ચિતરાતા ગરુડાકૃતિ ગેરુઆ સૌન અને કાળા રંગના નાગ એ ગરુડ–નાગસંગ્રામની જ લોકપરંપરાનું સ્મરણ કરાવે છે.

લોકની માન્યતા પ્રમાણે નાગ મોટે ભાગે જલાશયો સાથે જોડાયેલા હોય છે. મથુરાની નાગમૂર્તિઓ મોટે ભાગે તળાવડીઓને કિનારે મળે છે. નાગદેવતાથી સુરક્ષિત તળાવડીને નાગહ્રદ પણ કહેતા બાણે લખ્યું છે કે તારાપીડની રાણી વિલાસવતી પુત્રજન્મ માટે જે માતૃભવનોના ચમત્કારોનું લોકોને પ્રત્યક્ષ દર્શન થયું હતું એના દર્શન કરતી હતી અને પ્રસિદ્ધ નાગકુલોના જળાશયોમા સ્નાન કરતી હતી. (दर्शितप्रत्ययानि स निधानमातृभवनानि जगाम प्रसिद्धेषु नागकुलह्रदेषु ममज्ज–कादंबरी, વૈદ્ય સંસ્કરણ, પૃ. ૬૪ ) હિંદી સાહિત્યમાં મોટે ભાગે નાગોની અષ્ટકુલીનો ઉલ્લેખ આવે છે એ નાગશેષ, વાસુકિ,

---

१ इन्द्रमित्रं वरुणमग्निमाहुरथोदिव्यः स सुपर्णो गरुत्मान् ।
एकं सद् विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥
ऋग्वेद, अस्यवामीय सूक्त १।१६४।४६)

કંબલ, કર્કોટક, પદ્મ, મહાપદ્મ, શંખ અને કુલિક છે એક બીજા મત પ્રમાણે આ સૂચિમા તક્ષક, મહાપદ્મ, શંખ, કુલિક, કંબલ, અશ્વતર, ધૃતરાષ્ટ્ર અને બલાહક એ નામો છે એમાથી વાસુકિ નાગનુ નામ મોટે ભાગે લોકકથાઓમા આવે છે

શેષ નામના નાગ વિષે એટલુ વિશેષ જાણવા જેવુ છે કે જે રીતે ભારતવર્ષના ગાથાશાસ્ત્રમા પૃથ્વીને ધારણ કરનાર અનંતશેષ છે તેમ જ ટ્યૂટન જાતિની ઉત્તરાખંડમા ચાલતી ગાથાઓમા એક એવા સર્પની કલ્પના થઈ છે જે પૃથ્વીને ચારે તરફથી વીંટળાઈને રહ્યો છે

યક્ષબલિ અને ભૂતબલિની જેમ નાગબલિનુ પણ વિધાન છે એ પ્રમાણે ધૂપ, દીપ, ફલ, ફૂલ, પ્રમાદ વગેરેથી નાગની પૂજા થાય છે નાગપરપરાનો જેવો પ્રચાર કાશ્મીરમા હતો તેવો બીજે ક્યાયે નથી ત્યાના નીલમતપુરાણ ગ્રંથમા જુદા જુદા સ્થાનોના પાચસો નાગદેવતાઓની સૂચિ મળે છે દરેક નાનકડા કે મોટા ઝરણા કે વહેણને પોતાના નાગદેવતા હતા

## ૮. વૃક્ષમહ

વૃક્ષોની પૂજાને પ્રાકૃત સાહિત્યમાં રુકખમહ કહ્યો છે. ગિરિમહ, નદીમહ વગેરેની જેમ આ વૃક્ષપૂજા પણ પ્રાચીનતર સંસ્કૃતિના યુગની હતી. ભારતીય સાહિત્ય અને કલા બન્નેમાં દેવતારૂપે વૃક્ષોની પૂજા–માન્યતાની સામગ્રી ભરપૂર પડી છે. પીપળો, વડ, તુલસી, આંબળાંનું ઝાડ વગેરેની પૂજા હજી સુધી લોકમાં એટલી વ્યાપક છે કે તે ઉચ્ચ–નીચ બધા પ્રકારના સામાજિક થરમાં ધર્મનું જીવિત અંગ બનેલી છે. વૃક્ષપૂજા પાછળ આદિમાનવના મનની જે સહજ પ્રવૃત્તિ હશે, જેને કારણે એને વૃક્ષો તરફ આકર્ષણ થયું તેથી તેણે એને દેવભાવથી માન્ય કર્યું–આ બધાનો કંઈક આભાસ આપણને મહાભારતના નીચેના શ્લોકમાંથી મળે છે :

एको वृक्षो हि यो ग्रामे भवेत् पर्णफलान्वितः ।
चैत्यो भवति निर्ज्ञातिरर्चनीयः सुपूजितः ॥ आदिपर्व, १३८।२५ ॥

'કોઈ ગામમાં પાંદડાંથી છવાયેલુ અને ફળોથી ભરેલું કોઈ મહાવૃક્ષ હોય તો તે પોતાનાં વિશિષ્ટ લક્ષણોથી પ્રસિદ્ધ થઈ જાય છે. તે પૂજવા યોગ્ય બની જાય છે અને લોકો તેને પૂજવા લાગે છે. તે એ ક્ષેત્ર માટે ચૈત્ય મનાય છે.' આ શ્લોકમાં ચૈત્યવૃક્ષનું પ્રભાવશાળી ચિત્ર ખેંચાયું છે. એ પરથી એમ અનુમાન થાય છે કે મોટે ભાગે દરેક ગામ પોતાને માટે આ જાતનું ચૈત્યવૃક્ષ પસંદ કરી લેતું હશે. જેમ દરેક ગામમાં યક્ષનું સ્થાન કે ચોરો બનાવાતો હતો તેમ જ પૂજન માટે એક વૃક્ષ પણ માની લેવાતું હતું. પોતાની શાખાપ્રશાખાઓના વિતાનથી દિશાઓને ઘેરી લે એવું એ વૃક્ષ રહેતું. એનું

સ્કંધ કે થડ આકાશમાં ખૂબ ઊંચું ઊભેલું રહેતું. એવા વિશિષ્ટ વૃક્ષને વિશ્વપુરુષનું ઉપમાન માનતા વૈદિક સાહિત્યમાં કહ્યું છે :

वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकः ( श्वेताश्वतर उप० ३।९ )

એવા વૃક્ષની પૂજા-માન્યતા વધતાં એને કોઈક વંડી, એટલા કે લાકડાના કઠેડાથી બાંધી લેવાતું. વેદિકાભિત્તિ અર્થાત્ ચારે બાજુ વંડી ચણીને કે લાકડાની અથવા બીજી વાડ બનાવીને પૂજાના સ્થાનને બાકીના સ્થાનથી જુદું સીમાબદ્ધ કરવું એ આ ધાર્મિક પ્રક્રિયાનો આવશ્યક ભાગ હતો. પ્રાચીન સમયમા જ્યારે દેવતાના સ્થાને મંદિર વગેરે બનાવવાનો રિવાજ શરૂ નહોતો થયો ત્યારે એ વેદિકા કે ભીંતને કારણે આવાં સ્થાનોની જાણ થતી હતી. વૃક્ષ, સ્તૂપ કે સ્થંડિલ(પૂજાભૂમિ)ની ચારે બાજુ બાધેલી લાકડાની વાડ કે વેદિકાનું ચિત્રણ પ્રાચીન ભારતીય કલામાં ઘણે ઠેકાણે મળે છે. રામાયણ-મહાભારત બન્નેમા પવિત્ર વૃક્ષોની ચારે બાજુ બનેલી વેદિકાઓનો ઉલ્લેખ છે. આ વેદિકા પહેલા તો વાંસ કે લાકડાની બનતી હતી. પાછળથી તે પથ્થરની બનવા લાગી. ધીમે ધીમે આ વેદિકાઓનું સ્વરૂપ વધુ ભવ્ય થયું. એમની વચ્ચે ચાર મોટાં પ્રવેશદ્વાર કે ફાટક બનાવવામાં આવતાં. એમને તોરણ કહેતા. સાંચીની વેદિકાઓમાં આ પ્રકારનાં તોરણ હજી સુરક્ષિત છે. પહેલાં આ વેદિકાઓના સ્તંભો સાદા પથ્થરના બનતા. પછી એના ઉપર ખાસ પ્રકારે સુશોભન અથવા કોતરકામ કરવામાં આવતું. સાંચીના સ્તૂપની વેદિકા સાદી અને ભરહૂતના સ્તૂપની વેદિકા વિશિષ્ટ રૂપે અલંકૃત છે. ઉપર કહેલાં વૃક્ષો ચૈત્યવૃક્ષો કહેવાતાં હતાં. એમના સ્થાને મંદિર પણ બનવા લાગ્યાં. એમને નાગઘરની જેમ 'રુકખઘર' કહેતા. બોધિવૃક્ષ કે પીપળા માટે બનેલાં

એવાં મંદિરોને બોધિઘરો કહ્યાં છે. સાંચી, ભરહુત કે મથુરાકળામાં બોધિઘરોનું ચિત્રણ મોટે ભાગે મળે છે. આ મંદિરોમાં છત નથી હોતી, પણ વચ્ચેનો ભાગ આકાશ તરફ ખુલ્લો રહેતો હતો. ફક્ત ચારે બાજુની ભીંત અને બારણા બનાવાતા હતાં.

મોટે ભાગે રુકખદેવતા માટે બલિ પણ અપાતી હતી રુકખદેવતાની પૂજા અને માન્યતાથી એને પ્રસન્ન કરવાનો પ્રયત્ન થતો હતો. ભક્તો લોકો એમ પણ માનતા હતા કે વૃક્ષના દેવતા પ્રસન્ન થઈને સાક્ષાત દર્શન પણ દઈ શકે છે. બુદ્ધને વટવૃક્ષ નીચે બેઠેલા જોઈને સુજાતાની દાસી પૂર્ણા પહેલાં એમ સમજેલી કે રુકખદેવતા જ પ્રત્યક્ષ દર્શન દે છે એણે જઈને આ વાત સુજાતાને કહી ત્યારે એ સોનાના પાત્રમા ખીર લઈને રુકખદેવતાની પૂજા માટે આવી બુદ્ધે ખીર ગ્રહણ કરી. રુકખધમ્મ જાતક(જાતકસંખ્યા ૭૪)માં રુકખદેવતાઓનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. શાલના વનમાં બોધિસત્ત્વ રુકખદેવતાનો જન્મ થયો. શકે વૈશ્રવણને એમનો રાજા બનાવ્યો. રાજાએ રુકખદેવતાઓને આજ્ઞા દીધી કે તમને ગમે તેવા કોઈપણ વૃક્ષ ઉપર પોતપોતાનું સ્થાન પસંદ કરી લો. બોધિસત્ત્વે પોતાના સગાસબંધીઓને એવી સલાહ આપી કે સાથે મળીને રહો અને આસપાસના વૃક્ષો વસવાટ માટે પસંદ કરો. કેટલાકે એમની વાત ન માની અને જંગલમાં એકલાં ઊભેલા ઝાડ પર જઈને રહેવા માડયા. એ જ વખતે વાવાઝોડું આવ્યું અને જે ઝાડ એકલા હતા તે ઊખડી ગયાં. પણ જેઓ વનપ્રદેશમાં બધાં વૃક્ષો સાથે હતા તેઓ એક-બીજાં સાથે હોવાથી બચી ગયાં. આ રીતે બુદ્ધે સાથે મળીને રહેવાનું મહત્ત્વ એમને સમજાવ્યું. આ વાર્તામાં બૌદ્ધ ધર્મનો શ્રેણિ અંચવો નામ માત્રનો છે. ખરી રીતે તો આ વાર્તા

રુકખદેવતાઓ વિષે લોકશ્રદ્ધાની સૂચક છે.

બૌદ્ધ, હિન્દુ અને જૈન એ બધા ધર્મોએ વૃક્ષપૂજાની પરંપરા સરખી જ રીતે સ્વીકારી. પ્રત્યેક બુદ્ધ અને પ્રત્યેક તીર્થંકર માટે એક એક પવિત્ર વૃક્ષની કલ્પના થઈ. એ દરેકને એમનું બોધિવૃક્ષ કહેવાય છે. આમ ખૂબ સહજ રીતે વૃક્ષોની પૂજા બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મમાં પ્રવેશી અને જેમ પુરાતન સમયમા થતુ આવ્યું હતું તેમ જનતાની પ્રીતિ અને શ્રદ્ધા મેળવી રહી. બ્રાહ્મણધર્મમાં વૃક્ષોને પવિત્રતા આપવાની પ્રક્રિયા ઘણી રીતે મળે છે. દર્શન અને પુરાણની ભાષામાં આ વિશ્વને જ અશ્વત્થ કહ્યુ છે. એનું મૂળ ઉપર અને શાખાઓ નીચે છે.

ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।

અહીં ઊર્ધ્વનો અર્થ કેન્દ્ર, અવ્યક્ત કે અમૃતભાવ છે અને અધ નો અર્થ પરિધિ, વ્યક્ત કે મર્ત્યભાવ છે. અવ્યય અશ્વત્થનું જ બીજું નામ જેનો કદી ક્ષય થતો નથી એવો અક્ષયવટ છે. ઋગ્વેદમા सहस्रवल्शा એટલે કે હજાર શાખાઓ-વાળી વનસ્પતિનો ઉલ્લેખ છે :

वनस्पतिं पवमान मध्वा समङ्धि धारया ।

सहस्रवल्शं हरितं भ्राजमानं हिरण्ययम् ॥ ऋग्वेद ९।५।१०

'હે સોમ, તારી મધુમયી ધારાથી આ વનસ્પતિને સીંચ. એ હજાર શાખાઓવાળી છે, હરિયાળી છે, અને હિરણ્મય હોવાથી અત્યંત પ્રકાશમાન છે' દાર્શનિક દૃષ્ટિથી પણ આ કથન સાચું છે. વૈદિક પરિભાષામાં વ્યક્ત ભાવની સંજ્ઞા હિરણ્ય છે. આ વિશ્વરૂપી અશ્વત્થ નિત્યનૂતન રચના-શક્તિથી લીલો છે. એની અંદર અનંત સૃજનશક્તિ છે. આ ઋત નામના સોમતત્ત્વથી પોતાના પ્રત્યેક રોમમાં એ સીંચાયેલો છે. એના જ મધુથી એના મધુકોષ નિત્ય

વિકસિત થઈ રહ્યા છે. સૃષ્ટિનો જે વિશ્વવ્યાપી નિયમ છે તે જ અખંડ ઋત કે સોમરૂપે આ વનસ્પતિને લીલીછમ રાખે છે. વૈદિક પરિભાષામાં અનંતને સહસ્ર અને પરિમિતને શત કહે છે. આ સહસ્રવલ્શા અશ્વત્થની અનંત શાખા-પ્રશાખાઓ એટલે કે અનંત સૃષ્ટિઓ છે. માનવી કલ્પનાથી એનું જ્ઞાન સંભવિત નથી. આ રીતે વૃક્ષ કે વનસ્પતિને નિમિત્ત બનાવીને અશ્વત્થરૂપે વૈદિક સૃષ્ટિવિદ્યાના એક સુંદર ભાવને વ્યક્ત કર્યો છે. ગીતામાં જેને ઊર્ધ્વમૂલ અધઃ-શાખ કહ્યું છે તે પણ આ જ સૃષ્ટિરૂપી અશ્વત્થ વૃક્ષ છે. ઊર્ધ્વનો અર્થ અવ્યક્ત અને અધઃનો અર્થ વ્યક્ત છે. બીજા શબ્દોમાં ઊર્ધ્વ એ વર્તુળનું કેન્દ્ર અને અધઃ એનો પરિધિ છે. અથર્વવેદમાં અશ્વત્થનું ધાર્મિક સ્વરૂપ વધુ સ્પષ્ટ થાય છે. તેમાં અશ્વત્થને દેવોનું નિવાસસ્થાન કહ્યું છે.

> अश्वत्थो देवसदनस्तृतीयस्यामितो दिवि ।
> तत्रामृतस्य चक्षण ततः कुष्ठो अजायत ॥ अथर्व० १९।३९।६

પીપળાના વૃક્ષ પર દેવતાઓનો નિવાસ છે–આ જાતની શ્રદ્ધા લોકમાં હજી સુધી છે. આ શ્રદ્ધા એટલી દૃઢ અને બદ્ધમૂલ છે કે લોકમાં પીપળાની ડાળી કાપવી તે સારું ગણાતું નથી. જાણે કોઈ દેવતાનાં જીવતાં અંગો કપાયાં હોય અને જે લાગણી થાય એવી લાગણી પીપળાની ડાળી કપાય ત્યારે લોકોને થાય છે. ધર્મની મૂળ ભાવનાને આ રીતે લોકવ્યાપી બનાવનારું આથી વધુ સારું ઉદાહરણ મળવું દુર્લભ છે.

વૃક્ષપૂજા સાથે જોડાયેલી બીજી પ્રાચીન માન્યતા કલ્પ-વૃક્ષની છે. કલ્પવૃક્ષ શબ્દ વૈદિક સંહિતાઓમાં મળતો નથી. એની પરંપરા લોકસંસ્કૃતિની વધુ નિકટ છે. કહેવાય છે કે દેવો અને અસુરોએ સમુદ્રમંથન કર્યું ત્યારે ચૌદ રત્નો સાથે

કલ્પવૃક્ષ પણ નીકળ્યું હતું. આ કલ્પવૃક્ષ સ્વર્ગલોકમાં ઇન્દ્રના નંદનવનનું વૃક્ષ બની ગયું. એ કથાનકથી એમ સૂચવાય છે કે આર્યેતર વૃક્ષપૂજા વૈદિક દેવતા ઇન્દ્ર સાથે સમન્વિત થઈ. કલ્પવૃક્ષ વિષે લોકસંસ્કૃતિની વધુ નિકટની એક કથા એવી છે કે કલ્પવૃક્ષ ઉત્તર કુરુ પ્રદેશનું એક વૃક્ષ હતું. મહાભારત, રામાયણ, જાતક, દિવ્યાવદાન, જૈન સાહિત્ય, આ બધામાં ઉત્તર કુરુ પ્રદેશ અને ત્યાંનાં કલ્પવૃક્ષોનું વર્ણન મળે છે. ભીષ્મપર્વમાં જણાવ્યા પ્રમાણે ઉત્તર કુરુ પ્રદેશમાં સિદ્ધ લોકો રહે છે. ત્યાં સદા પુષ્પ અને ફળ દેનાર વૃક્ષો છે. એમાથી કેટલાક વૃક્ષો બધી કામનાઓની પૂર્તિ કરનારાં છે. કેટલાંક વૃક્ષોમાથી અમૃત જેવું સ્વાદિષ્ટ દૂધ નીકળે છે. એમાથી છયે રસોનો સ્વાદ મળે છે. એમની શાખાઓમાંથી વસ્ત્રો અને આભૂષણો ઉત્પન્ન થાય છે અને કેટલીક શાખાઓ-માથી અપ્સરાઓ જેવી સુંદર સ્ત્રીઓ અને નવયૌવન-સંપન્ન સ્ત્રીપુરુષોનાં યુગલો પેદા થાય છે.[1]

---

[1] उत्तराः कुरवो राजन् पुण्याः सिद्धनिषेविताः ॥२॥
तत्र वृक्षा मधुफला नित्यपुष्पफलोपमाः ।
पुष्पाणि च सुगन्धीनि रसवन्ति फलानि च ॥३॥
सर्वकामफलास्तत्र केचिद्वृक्षा जनाधिप ।
अपरे क्षीरिणो नाम वृक्षास्तत्र नराधिप ॥४॥
ये क्षरन्ति सदा क्षीरं षड्रसं चामृतोपमम् ।
वस्त्राणि च प्रसूयन्ते फलेष्वाभरणानि च ॥५॥
मैथुनानि च जायन्ते स्त्रियश्चाप्सरसोपमाः ।
तेषां ते क्षीरिणां क्षीरं पिबन्त्यमृतसंनिभम् ॥८॥
मिथुनं जायते काले समं तच्च प्रवर्धते ।
तुल्यरूपगुणोपेतं समवेषं तथैव च ॥११॥—भीष्मपर्व, ७।२-११

રામાયણમાં વર્ણન આવે છે કે જ્યારે સુગ્રીવે પોતાની વાનર સેના સીતાની શોધમાં ઉત્તર તરફ મોકલી ત્યારે તેમને કહ્યું કે એ દિશાના અંતે ઉત્તર કુરુ પ્રદેશ છે. ત્યાં હંમેશાં ફૂલતાંફાલતાં રહે એવાં વૃક્ષો હશે. તેઓ બધી ઇચ્છિત વસ્તુઓ પોતાની અંદરથી પેદા કરે છે. અનેક પ્રકારનાં વસ્ત્રો, જડાઉ આભૂષણો, બધા પ્રકારનાં શયનો, માળાઓ, ભક્ષ્યો, ભોજ્યો, પીણાંઓ અને રૂપ–યૌવનથી ભરેલી ગુણવંતી સ્ત્રીઓ, આ બધા પદાર્થો એ કલ્પવૃક્ષોની શાખાઓમાંથી ઉત્પન્ન થાય છે.[1]

---

१. जातरूपमयैश्चापि हुताशनसमप्रभैः ।
नित्यपुष्पफलास्तत्र नगा. पत्ररथाकुला. ॥४३॥
दिव्यगंधरसस्पर्शा. सर्वान् कामान् स्रवति च ।
नानाकाराणि वासासि फलंत्यन्ये नगोत्तमाः ॥४४॥
मुक्तावैदूर्यचित्राणि भूषणानि तथैव च ।
स्त्रीणा यान्यनुरूपाणि पुरुषाणा तथैव च ॥४५॥
सर्वर्तुसुखसेव्यानि फलन्त्यन्ये नगोत्तमाः
महार्हमणिचित्राणि फलन्त्यन्ये नगोत्तमाः ॥४६॥
शयनानि प्रसूयन्ते चित्रास्तरणवन्ति च ।
महाकान्तानि माल्यानि फलन्त्यत्रापरे द्रुमा ॥४७॥
पानानि च महार्हाणि भक्ष्याणि विविधानि च ।
स्त्रियश्च गुणसपन्ना रूपयौवनलक्षिता ॥४८॥
(किष्किंधाकाड, अ ४३)

મહાવાણિજ જાતક(સં. ૪૯૩)ની કથામા કેટલાક વેપારીઓ ધનની શોધમા નીકળે છે અને એ શોધતાં એક મોટા વટવૃક્ષની છાયામા પહોંચે છે. આ વટવૃક્ષ કલ્પવૃક્ષનું જ રૂપ કે પ્રતીક હતું. એની પૂર્વની શાખામાંથી જળની ધારાઓ,

દક્ષિણની શાખામાંથી અન્નપાન, પશ્ચિમી શાખામાંથી સ્ત્રીઓ અને ઉત્તરની શાખામાંથી બધી ઇચ્છિત વસ્તુઓ ઉત્પન્ન થાય છે.[1]

કલ્પવૃક્ષની આ મનોરમ કલ્પના સ્વાભાવિક રીતે જ અત્યંત લોકપ્રિય રહી હશે. જોકે ત્યાગપ્રધાન શ્રમણધર્મ સાથે આ જાતની કલ્પાનાનો મેળ ન હતો, તોપણ બૌદ્ધ કલામાં ઉત્તર કુરુ પ્રદેશ અને એનાં કલ્પવૃક્ષોનું વારંવાર પ્રભાવોત્પાદક ચિત્રણ થયું હતું, સાંચીનાં તોરણો પર સ્ત્રી-પુરુષનું એક યુગલ કલ્પવૃક્ષનાં આ વરદાનોનો ઉપભોગ કરતું કંડારાયું છે. એવે ઠેકાણે જે અલંકરણ કોતરેલું હોય છે, એમાં વારંવાર કલ્પલતાઓનું ચિત્રણ થયું છે. એમાંથી આભૂષણો, વસ્ત્રો વગેરે ઉત્પન્ન થતાં દેખાડયાં છે. ભરહુતની વેદિકા પર પણ કલ્પલતા જેવું ચીતરેલું લાગે છે. લોકધર્મની કલ્પનાની માન્યતા પ્રમાણે બરાબર ઊતરે એવું કલ્પવૃક્ષનું સૌથી ભવ્ય ચિત્રણ બેસનગર કે પ્રાચીન વિદિશામાંથી મળ્યું છે. તે લગભગ ઈ. સનની ત્રીજી સદી પૂર્વેનું છે. એમાં નીચે એક ચોખંડ કઠોડો છે. એની ઉપર એક ગોળ થાંભલો છે. એ થાંભલામાંથી એક વિશાળ વટવૃક્ષ અનેક શાખાપ્રશાખાઓના વિતાન સાથે નીકળે છે. એની કેટલીયે વડવાઈઓ પૃથ્વીની દિશામાં લટકે છે. એક બાજુ મેં બાંધેલા બે થેલા લટકે છે. એમાં મોટે ભાગે રત્નો અને મણિઓ ભરેલાં લાગે છે. એ બન્ને થેલાઓની વચ્ચે ચાંદીની કાર્षापણ મુદ્રાઓ ભરેલો એક ઘડો પણ લટકે છે. બીજી બાજુ શંખનિધિ છે. એ પોતાના મોં વાટે ચાંદીની મુદ્રાઓ કાઢયા જ કરે છે. એની

1. धारिदा पुरिमा साखा अन्नपाने च दक्खिणा ।
धारिदा पच्छिमा साखा रत्नकामे च उत्तरा ॥ जातक ४।३५२॥

બીજી બાજુ પદ્મનિધિ છે. એની કર્ણિકામાંથી એ જ રીતે મુદ્રાઓ બહાર આવે છે. બન્નેની વચ્ચે શાખાઓ સાથે ઝૂલતાં કેટલાંક આભૂષણો તથા મણિઓથી ભરેલી થેલીઓ લટકે છે. વૃક્ષ મોટાં પાંદડાં અને લૂમેલૂમ ફળોથી ઊભરાઈ ગયું છે. આદિપર્વના વર્ણન પ્રમાણે તે 'पर्णफलान्वित' છે (૧૩૮।૨૫). આ કલ્પવૃક્ષ મોટે ભાગે કુબેરના ધ્વજસ્તંભનો ઉપલો ભાગ હતું. એમાં ચિતરાયેલા શંખનિધિ અને પદ્મનિધિ કુબેરના જ નિધિઓ છે. એની ગણના નવનિધિઓમાં થાય જ છે. ગુપ્તકાળમાં આ બન્ને નિધિઓની પૂજા અને પ્રતિષ્ઠા લોકમાં ખૂબ વધી ગઈ હતી. મથુરા, દેવગઢ, વૈશાલી અને જાવાના બોરોબુદુર સ્તૂપ સુધીમાં શંખનિધિનું અંકન પ્રાપ્ત થયું છે. કાલિદાસે લખ્યું છે કે એ વખતે શંખ અને પદ્મ એ બન્નેનું અંકન ઘરનાં બારણાંના સ્તંભો પર થતું હતું. (द्वारोपान्ते लिखितवपुषौ शङ्खपद्मौ च दृष्ट्वा- मेघदूत, उत्तरमेघ ). આ રીતે સાહિત્યનું વલણ, લોકધર્મની માન્યતા અને કલાના અલંકરણ, એ ત્રણે એકબીજાનું સમર્થન કરે છે.

ઉપર કહેલા વૃક્ષો ઉપરાંત બીજાં પણ અનેક વૃક્ષો પવિત્ર મનાતાં હતા અને કોઈક રીતે એમનો પણ ઉત્સવ ઊજવાતો હતો. ખાસ કરીને કારતક માસમાં આંબળાના ઝાડનો ઉત્સવ અને પૂજા આજે પણ પ્રચલિત છે.

## ૯. ઉજ્જાણુમહ

રુક્ખમહનું જ એક સ્વરૂપ ઉજ્જાણુમહ હતો. એનો ઉલ્લેખ નાયાધમ્મકહાની સૂચિમાં થયો છે. એનો અર્થ એ કે જે રીતે વૃક્ષની પૂજા અને ઉત્સવ થતાં હતાં તે જ રીતે વૃક્ષોથી ભરેલા ઉદ્યાનોમાં ઉત્સવ, ક્રીડા, ગોષ્ઠી, સમાજ વગેરે થતા હતા. આ જાતની ક્રીડાઓને પાલીસાહિત્યમા ઉય્યાન ક્રીડા કહી છે. ઉદ્યાનક્રીડા અને ગોષ્ઠીઓ સ્ત્રીપુરુષોનાં જીવનને આનંદથી ભરી દેતી હતી. ઉદ્યાનમહઉત્સવને જ લોકો આગળ જતા ઉદ્યાનિકા કહેવા લાગ્યા. સિદ્ધર્ષિકૃત 'ઉપમિતિભવપ્રપંચકથા'મા ઉદ્યાનિકા મહોત્સવનું બહુ સુંદર વર્ણન આવ્યુ છે એ પરથી જણાય છે કે એવે પ્રસંગે ઉત્સવોના બહાને ખાનપાનની કેટલીયે જાતની અને કેટલીયે બધી સામગ્રી તૈયાર થતી હતી. ગુજરાતી ભાષામાં સંસ્કૃત ઉદ્યાનિકામાંથી બનેલો ઉજાણી શબ્દ હજી પણ રહી ગયો છે. બીજી આર્યભાષાઓમા પણ એની પરંપરા શોધવા જેવી છે. જ્યારે વનસ્પતિ ફૂલોના સંભારથી લદાઈ જાય એવે વખતે વસંતઋતુમાં મોટે ભાગે ઉજ્જાણુક્રીડાનો સમય રખાતો. એવા એક ઉત્સવનું વર્ણન પાલીનિદાનકથામાં આવ્યું છે. એક ઉત્સવ શુદ્ધોદનની રાણી માયાદેવીએ લુંબિની ઉદ્યાનમા ઊજવ્યો હતો. કપિલવસ્તુ અને દેવદહની વચ્ચે લુંબિનીવન નામનું શાલવન હતું. એ વખતે તે વન વૃક્ષોનાં થડથી માંડીને અગ્રશાખા સુધી ફૂલોથી લદાયેલું હતું. શાખાઓ અને ફૂલોની વચ્ચે પચરંગી ભમરા અને વિવિધ પ્રકારનાં પક્ષી મધુર સ્વરથી કૂજન કરતા ઊડતાં હતાં. સમસ્ત લુંબિની-

વન રંગબેરંગી લતાઓના વન જેવું કે કોઈ મહાનુભાવ રાજાના સજાવેલા હાર જેવું લાગતું હતું. દેવી મહામાયાએ આ વન જોયું કે તરત એના મનમાં ત્યાં ક્રીડા કરવાની ઇચ્છા થઈ. અમાત્ય તે દેવીને લઈને શાલવનમાં ગયા. રાણી એક મંગલ શાલવૃક્ષની નીચે ઊભી રહી. તેને તેની એક ડાળી પકડવાની ઇચ્છા થઈ. શાલની ફૂલથી ભરેલી તે ડાળી રાણીની ઇચ્છા જાણી ગરમ કરેલા નેતર જેમ તેની તરફ ઢળી પડી. રાણીએ તેને હાથ લાંબા કરીને પકડી લીધી. એ જ વખતે એને પ્રસવપીડા ઊપડી. શાલની એક શાખાને પકડીને ઊભવાની સ્થિતિમાં જ એના ગર્ભમાથા બોધિસત્ત્વે જન્મ લીધો. (जातक अट्ठकथाकी निदानकथा, काशी संस्करण, पृ. ४१

આ જ જાતના ઉત્સવો ઉદ્યાનમહ કહેવાતા હતા. એવે પ્રસંગે જે ક્રીડાઓ (રમતો) થતી હતી એમાની કેટલીકના નામ વ્યાકરણશાસ્ત્રમાં અને કામસૂત્રની જયમંગલા ટીકામાં મળે છે. જેમ કે અશોકપુષ્પપ્રચાયિકા, શાલભંજિકા, ઉદ્દાલકપુષ્પભંજિકા,[1] વીરણપુષ્પપ્રચાયિકા, તાલભંજિકા, આમ્રખાદિકા, અભ્યૂષખાદિકા, દમનભંજિકા, સહકારભંજિકા, બિસખાદિકા વગેરે (काशिका, ૨।૨।૧૭, ૩।૩।૧૦૯ ૬।૨।૭૪). આ ક્રીડાઓ મોટે ભાગે દેશના પૂર્વભાગમા બહુ પ્રચલિત હતી એટલે પાણિનિએ એને 'પ્રાચા ક્રીડા' કહી છે (૬।૨।૭૪). જીવપુત્રકપ્રચાયિકા નામની રમત દેશના ઉત્તર–પશ્ચિમ ભાગમાં

---

૧ ઉદ્દાલક એક ઝાડ છે. એને બંગાળીમા ચાલતા કહે છે સંસ્કૃતમા એને શ્લેષ્માતક કહ્યુ છે એનુ ફળ ખાટુ અને આકૃતિમા તાલ જેવું હોય છે. જુઓ, ત્રિદેવનાથ રાય લિખિત લેખ 'ધ ઇન્ડોર એન્ડ આઉટડોર ગેમ્સ ઇન એન્શ્યંટ ઇન્ડિયા' ત્રીજી ભારતીય ઇતિહાસ પરિષદનો લેખસંગ્રહ, પૃ ૨૪૩.

પ્રચલિત હતી. સંભવતઃ જીવતિયા વૃક્ષનાં ફૂલોથી સ્ત્રીઓ આ રમતમાં ભાગ લેતી હશે. આસો વદ આઠમને દિવસે જીવત્‌-પુત્રિકાવ્રત ઊજવાય છે. કદાચ એ જ વખતે જીવપુત્રકપ્રચાયિકાની રમત પણ રમાતી હશે. દમનભંજિકા ચૈત્રી પૂનમે ઊજવાતો દમનોત્સવ લાગે છે. એ વખતે ડોલર ફૂલોથી મહેકી ઊઠે છે. વીરણપુષ્પપ્રચાયિકા વૈશાખ મહિનામાં ઊજવાતી હશે. દેવી ભાગવત પ્રમાણે ચૈત્ર શુદ ત્રીજને દિવસે દોલોત્સવ, શ્રાવણ વદ ત્રીજે શયનોત્સવ, માગશરની ત્રીજે જાગરણોત્સવ, આષાઢ શુદ ત્રીજે રથોત્સવ, શ્રાવણની પૂનમે પવિત્રોત્સવ, અને ચૈત્રી પૂનમે દમનોત્સવ કરવાનું વિધાન છે. દોલોત્સવમાં પણ શિવપાર્વતીનું પૂજન ડોલરનાં ફૂલોથી થાય છે. ચૈત્ર માસમાં ડોલરનાં વૃક્ષો સુગંધી પુષ્પોથી લદાઈ જાય છે. મોટે ભાગે ચૈત્રના આખા શુક્લપક્ષ દરમિયાન સ્ત્રી-પુરુષો આ પુષ્પોથી આનંદ કરે છે. ચૈત્ર શુદ બારશે નવયુવકો અને યુવતીઓ ડોલરના પુષ્પોની માળા અને આભૂષણ બનાવીને પોતાના શરીર સજાવે છે. આ જાતની અનેક પ્રકારની ઉદ્યાન-ક્રીડાઓથી ખાનપાન, ભોજન, નૃત્ય અને સંગીત સાથે ઉદ્યાનમહ કે ઉદ્યાનિકા નામનો ઉત્સવ ઊજવાતો હતો.

આ દેશનાં સ્ત્રી-પુરુષોને વૃક્ષ, વનસ્પતિ, લતા અને પુષ્પો પ્રત્યે અનહદ પ્રેમ હતો. ભારતના વાર્ષિક તિથિક્રમમાં વૃક્ષો અને પુષ્પોના અનેક ઉત્સવોનું વિધાન થયું છે. પ્રત્યેક ઉત્સવનું સામાજિક મૂલ્ય હતું. સાથે જ એને ધર્મનું અંગ પણ બનાવેલું હતું. એથી એ ઉત્સવમાં સ્થાયિત્વ આવી જતું હતું અને વિશેષ શ્રદ્ધા પેદા થતી હતી. વસંતઋતુમાં રક્તાશોક(લાલ અશોક)નાં લટકતાં લાલ ઝૂમખાંઓથી એ વૃક્ષની એવી સુંદર શોભા થાય છે કે એના દર્શનથી મનુષ્ય

તો શું પણ દેવોનાં નેત્રો પણ તૃપ્ત થઈ શકે. વસંતઋતુમાં ઉદ્યાનોની શોભા રક્તાશોકનાં પુષ્પોરૂપી ઉપહારથી કેવી વિલક્ષણ થઈ જાય છે તેનો અનુભવ પોતાની આંખે જોનાર સહૃદય રસિક જ કરી શકે. રક્તાશોકના આ વિકાસ અને પુષ્પોપહાસમાં પોતે પણ ભાગ લે એને ભારતીય માનવે પોતાનું કર્તવ્ય ગણ્યું. સ્ત્રીઓ માટે અશોકદોહદ નામના ઉત્સવનું વિધાન થયું છે. કુમારી કન્યાઓ અશોકવૃક્ષની પાસે જઈને શ્રદ્ધાથી એની ચારે તરફ નૃત્ય કરતી અને નૃત્યની ભાવભંગિમાઓમાં જ ડાબા પગે વૃક્ષને સ્પર્શ કરતી હતી. આ ઉત્સવના મૂળમાં ભાવના એ હતી કે પદપ્રહારથી અશોકનું ઝાડ પુષ્પોની સમૃદ્ધિથી ઊભરાઈ જાય. એ પછી પુષ્પો ખીલવાનો સમય આવતો ત્યારે પ્રકૃતિનાં પ્રેમી સૌ સ્ત્રી-પુરુષો માનસિક ઉલ્લાસથી અશોકપુષ્પપ્રચાયિકા ક્રીડામાં ભાગ લેવા માટે ઉદ્યાનોમાં પહોંચી જતાં.

પ્રાચીન ભારતીય સમાજમાં ગૃહોદ્યાનોની લોકવ્યાપી પ્રથા હતી. સાહિત્યમાં એ જાતનાં ભવનોદ્યાનોનું અને એમની ઉદ્યાનક્રીડાઓનું વર્ણન ઘણે ઠેકાણે મળે છે. ઉદ્યાનક્રીડાઓનું વર્ણન પ્રબંધકાવ્યોની કથાનક શૈલીનો એક આવશ્યક ભાગ બની ગયો હતો. દંડીના મત પ્રમાણે જે મહાકાવ્યમાં ઉદ્યાન-ક્રીડા અને સલિલક્રીડાનું વર્ણન ન હોય તે પૂર્ણ ન ગણાય (काव्यादर्श). મુસલમાની કાળમાં પણ ગૃહોદ્યાનોની પ્રથા ચાલુ હતી. એને એ વખતે નજરબાગ કહેતા. ગૃહોદ્યાનો સાથે લોકો આત્મીય જેટલો પ્રેમ કરતા હતા અને એમનામાં માનવી ભાવોની કલ્પના થતી હતી. બાણે લખ્યું છે કે રાણી યશોવતી જૂઈનાં પુષ્પોના ગુચ્છોનું આલિંગન કરતી. ઘરની દાડિમલતા અને દ્વાર પર લાગેલા સહકાર(આંબા)ને ભેટીને પછી વિદાય લેતી. રક્તાશોકનાં ઝૂમખાં અને અંતઃપુરના

બાલબકુલ સાથે આત્મીય જેવો પ્રેમ કરતી હતી. ખરેખર, ઘરના બારણા પાસે ઊગેલા બાલસહકારને વસંતમાં જોઈને એના પ્રત્યે વાત્સલ્ય ઊભરાયા વિના ન રહે. એના સુકુમાર પલ્લવોને જોઈને કોઈકે પરવાળાનો સુંદર લાલ રંગ જાણે એમા રેડી દીધો હોય એમ લાગે. રાજાઓનાં ગૃહોદ્યાનોમાં અનેક પ્રકારના લતામંડપ, લતાગૃહ, માધવીમંડપ વગેરે ક્રીડા અને વિશ્રામનાં સ્થળો બનેલાં હતાં. લંકાધિપતિ રાવણના મહેલમાં લતાગૃહ, ક્રીડાગૃહ, પુષ્પગૃહ, ચિત્રગૃહ વગેરે રમ્ય ક્રીડાસ્થાનોનો ઉલ્લેખ છે. ઉદ્યાન અને પ્રાસાદને સીંચતી એક લાંબી નહેર વહેવડાવવામાં આવતી. એને દીર્ઘિકા કહેતા હતા. એને જ વિદ્યાપતિએ 'કીર્તિલતા'માં કૃત્રિમ નદી કહી છે. એના વહેતા પાણીમાં વચ્ચે વચ્ચે નાની ક્રીડાવાપી બનાવાતી હતી. એમાં સુગંધી જળ ભરવામાં આવતુ. કોઈકમાં રંગબેરંગી કમળો સાથે હંસોનાં જોડાં ક્રીડા કરતા હતાં. કોઈકમાં ભવનસારસોનાં યુગલો કિલ્લોલ કરતાં હતાં. પ્રાચીન રાજભવનોમાં આવેલી દીર્ઘિકાઓનુ સ્વરૂપ સમજવા માટે દિલ્હીના મુગલ મહેલોની નહેરો બહિશ્ત અને એની સુંદર લઘુ નહેરો જોવી જોઈએ. ઉદ્યાનમાં જ ક્રીડાપર્વતક કે દારુપર્વત બનાવાતો હતો. એના ઉપર પણ જાતજાતના આનંદો અને ક્રીડાઓ થતાં હતાં. નાયાધમ્મકહાની સૂચિમાં ઉદ્યાનમહની સાથે પર્વતમહનો પણ ઉલ્લેખ છે. એ ઉપરાંત ગિરિમહ કે ગિરિયાત્રાનો જુદો પણ ઉલ્લેખ છે. ગિરિમહનું વિવેચન ઉપર થઈ ગયું છે. ગોવર્ધન, રૈવતક વગેરે પ્રાકૃતિક પર્વતોની પૂજા અને ઉત્સવ ગિરિમહ વખતે થતો હતો. ઉદ્યાનયાત્રા સાથે જણાવેલા પર્વતયાત્રા નામના ઉત્સવો ઉદ્યાનોમાં બનાવેલા કૃત્રિમ પર્વતોના ઉત્સવો હોય એવો સંભવ છે.

લોકમા બીજી પણ નવાઈ પમાડે તેવી એક પ્રથા જણાય છે. મોટે ભાગે ધનવાન વ્યક્તિ ઉદ્યાન કે બાગબગીચા બનાવે છે જ્યારે બાગના ઝાડ પરિપક્વ થાય ત્યારે એ વાટિકાના ફૂલ કે ફળ આવવા શરૂ થાય છે એ વખતે એનો ઉપયોગ કરતા પહેલા એ ઉદ્યાનના વિવાહનો ઉત્સવ થાય છે વાટિકાના લગ્ન કવા સાથે થાય છે જૂના જમાનામા લોકમા એક એક હજાર આબાના ઝાડનાં વિશાળ આમ્રવનો કરવાની પ્રથા હતી એને પાલિભાષામા સહસ્સબવન કહેતા એ જ રીતે એનાથી ક્યાયે મોટા એક એક લાખ વૃક્ષોના વિશાળ વન પણ બનાવાતા હતા એને સસ્કૃતમા લક્ષારામ કહેતા. એમાથી જ દેશી ભાષાઓમા લખરાઉ[1] શબ્દ આવ્યો છે. હિન્દી ભાષામા લખપેડા (લાખ ઝાડ) હજી છે એમા લાખ કે હજારો ઝાડ હોય એવા આદર્શ બાગની જ વાત છે.

ભારતીય કલામા વૃક્ષમહ અને ઉદ્યાનમહની ઘણી સામગ્રી મળે છે સાચીના તોરણસ્તભો પર બૌદ્ધધર્મની કથાઓને જેટલુ સ્થાન મળ્યુ છે એથી વૃક્ષપૂજા અને ઉદ્યાનોત્સવને

---

૧ રૈવતક કે ગિરનાર પર્વતની તળેટીમા એક લાખારામ હતો, એવુ 'રેવતગિરિરાસ'મા આવ્યુ છે

પાય ચડતહ સાવયા લોયણી, લાખારામુ દિસિ દિસએ દાહિણી
(સાડેસરા લિટરરી સર્કલ ઑફ વસ્તુપાલ, પૃ ૧૫૨)

વનરાજ ચાવડાએ અણહિલપુર પાટણનો પાયો લાખારામ નામના ગામની જમીન પર નાખ્યો હતો (એ જ, પા ૮)

કબીરે પણ ઉત્તર ભારતની ભાષામા આ શબ્દનો ઉપયોગ કર્યો છે

चन्दनकी कुटकी भली नहिं बबूल लखरांव ।
साधुनकी झुपड़ी भली नहिं साकटको गाँव ॥

જરાયે ઓછું સ્થાન મળ્યું નથી. સ્ત્રીઓ અને પુરુષો ભક્તિ-ભાવથી વૃક્ષોને પ્રણામ કરતાં દેખાડાયાં છે. ગંધર્વ, સુપર્ણ વગેરે દેવતાઓ પણ પુષ્પોની માળા લઈને વૃક્ષોનું પૂજન કરતા હોય છે. (ફર્ગુસન : ટ્રી ઍન્ડ સર્પેન્ટ વર્શિપ, ફલક ૨૫–૨૬, પૃ. ૧૩૦.) રાયપસેણીય સુત્ત(કંડિકા ૧૪૮)માં મહ નામના અઢાર ઉત્સવોની સૂચિમાં નદીમહ ઉપરાંત અગડમહ, સરમહ અને સાગરમહનો પણ ઉલ્લેખ છે. અગડમહ કે અવટમહને કૂપમહ પણ કહી શકાય. અમે ઉપર ઉદ્યાન અને કૂવાનાં લગ્નનો ઉલ્લેખ કર્યો છે. એ ઉપરાંત કૂવા અને કુઈનો વિવાહ પણ લોકમાં થાય છે. તે પણ એક પ્રકારનો ઉત્સવ છે એમાં કૂવાની પૂજા અને બ્રહ્મભોજન કરાવાય છે. સર-મહનો ઉદ્દેશ સરોવર, જલાશય વગેરે બનાવીને એમના ઉત્સવો ઊજવવાનો હતો. સરોવર કે તલાવડી બનાવવાની લોકવ્યાપી પ્રથા આ દેશમાં હતી વર્ષાનું જળ ભેગું કરવા અને કમળ વગેરેના ફૂલો માટે એનો ઉપયોગ થતો હતો. મથુરાના લેખોમાં વારંવાર પુષ્કરિણી કે સરોવર, ઉદપાન કે કૂવો અને આરામ કે ઉદ્યાન બનાવવાનો ઉલ્લેખ આવે છે. પુષ્કરિણી બનાવીને એની ચારે બાજુ પાકો કાંઠો બાંધતા અને એમાં ઊતરવા માટે ચાર ઘાટ કે પગથિયાં બનાવાતાં હતા. પગથિયાં પાસે ચોરસ બૂરજ બનાવાતા હતા.

મધ્યકાળમાં તો પાળો બાંધીને સરોવર બનાવવાની પ્રથા અત્યંત ઉચ્ચ કોટિએ પહોંચી હતી. આખો બુંદેલખંડ અને બઘેલખંડ આ પ્રકારનાં સરોવરોથી ભરેલા છે. એ પ્રદેશો માટે તળાવો અમૃતકુંડ જેવા છે. ચંદેલા રાજાઓના સમયમાં બંધ બાંધીને વરસાદનું પાણી તળાવોમાં ભેગું કરી લેવાની વ્યાપક યોજના બનાવવામાં આવી હતી. એ યોજના ત્યાર પછીના

સમયમાં પણ ચાલુ રહી. કહે છે કે મહારાજ વીરસિંહદેવે એક રાતમાં બાવની નાખેલી, એટલે કે બાવન તળાવો અને મકાનોના પાયા નખાયા ત્રણ બાજુનો ઢાળ જોઈને ચોથી તરફ બંધ બાંધીને રાતોરાત ચપટી વગાડતામાં બુંદેલખંડના વજ્રશરીરી રહેવાસીઓ તળાવ બનાવી નાખતા મોટાં તળાવોને સાગર પણ કહેતા રાજા મદનદેવનું બંધાવેલું મદનસાગર અને એ જ રીતે મેવાડના રાજસિંહનું બંધાવેલું રાજસાગર કે રાજસમુદ્ર પ્રસિદ્ધ છે. આવાં જ તળાવોના નિર્માણઉત્સવને સરમહ કહેતા હોય એવો સંભવ છે.

## ૧૦. સાગરમહ

સાગરમહ એ પ્રાચીન સમુદ્રક્રીડાનું રૂપ હતું. એ પ્રકારનો ઉત્સવ સમુદ્રમાં હોડીઓ રાખીને ઊજવાતો હતો. આ હોડીઓ ઉપર જાતજાતના નૃત્ય, ગીત, મધુપાન અને ભોજન દ્વારા સ્ત્રી–પુરુષ ક્રીડા કરતાં હતાં. બધા મહ–ઉત્સવોમાં આવા આનંદો જ મુખ્ય હતા. કાશીમાં ચૈત્ર માસમાં બુઢવા મંગલનો મેળો ગંગાજી પર સેંકડો નાવોમાં ઊજવાતો હતો. કોઈક કોઈક વાર નાવો અને મોટી હોડીઓની સંખ્યા ઘણી વધારે થતી હતી. એ જ રીતે કૃષ્ણનો સમુદ્રમહ સમુદ્ર પર તરતા યાનો કે જહાજો ઉપર ઊજવાયો હતો. હરિવંશ પુરાણમા લખ્યું છે કે દ્વારકા પાસે પિંડારક તીર્થમાં દર વર્ષે સમુદ્રયાત્રાનો ઉત્સવ ઊજવાતો હતો.

> द्वारवत्या निवमतो विष्णोरतुल्तेजस ।
> ममुद्रयात्रा सम्प्राप्ता तीर्थे पिण्डारके नृप ॥ हरि० २।८८।४

સમુદ્રયાત્રા એ પારિભાષિક શબ્દ છે એનો અર્થ સાગર-મહ જેવો જ છે. યાત્રા અને મહ બન્ને એક જ હતા. ધાર્મિક પૂજા સાથે સામાજિક ઉત્સવ એ એ બન્નેની વિશેષતા હતી. સમુદ્રનો આ મેળો કેવી રીતે ઊજવાતો હતો એ વિષે હરિવંશમાં લખ્યું છે:

સમુદ્રયાત્રાનો સમય થતાં ઉગ્રસેન અને વસુદેવને નગરાધ્યક્ષ બનાવવામાં આવ્યા. બધા લોકો ઉત્સવ માટે બહાર નીકળી પડ્યા. વૃષ્ણિકુમારોની ગોષ્ઠીઓ (જૂથો) હજારો ગણિકાઓ સાથે ચાલી નીકળી. તે ક્રીડાનારીઓ બધા

કુમારો માટે સામાન્ય હતી. સ્ત્રીઓને કારણે યદુઓમાં ઝઘડા ન થાય એ માટે કૃષ્ણે એવો નિયમ કર્યો કે 'વેશયોષિત્' ઇચ્છાભોગ અને બધા કુમારો માટે સામાન્ય છે. સમુદ્રમાં ભરેલું જળ સુગંધી અને સ્વચ્છ બનાવાયું. એ સ્વચ્છ જળને કૃષ્ણની આજ્ઞાથી ખારાશ વિનાનું અને મિષ્ટ બનાવવામાં આવ્યું.

उवाह सर्वगन्धाढ्यं स्वच्छ वारि महोदधिः ।

तोय विलवणं मृष्टं वासुदेवस्य शासनात् ॥ हरि० २।८८।२३

એવી વ્યવસ્થા કરવામાં આવી કે ક્યાંક એ પાણી પિંડીઓ સુધી ઊંડું હતું અને ક્યાંક ઘૂંટણ સુધી. ક્યાંક સાથળ જેટલું અને ક્યાંક સ્ત્રીઓના સ્તન સુધી હતું. એવા પાણીમા દાખલ થઈને સ્ત્રીઓ કૃષ્ણ પર જલની ધારા ફેંકવા લાગી. કૃષ્ણ એમના ઉપર પાણીના ફુવારા છોડવા લાગ્યા. તરવા માટે લાકડાની નાની હોડીઓ પાણીમાં નાખવામાં આવી. એ નાવોના અગ્રભાગ મોર, હાથી, મગર, માછલી, ક્રૌંચ વગેરે પશુપક્ષીઓના જેવા હતા.[1] એમા બેસીને સ્ત્રીઓ સમુદ્રના જળમા રમણ કરવા લાગી. તેમણે ઝીણા વસ્ત્રો પહેર્યાં હતા. કૃષ્ણ પણ એ સમયે દેશકાળને યોગ્ય મસ્તીમાં આવી ગયા. નવયુવક કુમારો વારવનિતાઓને જુદી લઈ જઈને સમુદ્રજળમાં ગોષ્ઠીક્રીડા કરવા લાગ્યા.

---

૧. काश्चित् काष्ठमयैस्तेरु प्लवैः सर्वाङ्गशोभनाः ।

कौञ्चबर्हिणनागानामाकारसदृशैः स्त्रियः ॥ २७ ॥

मकराकृतिभिश्चान्या मीनाभैरपि चापराः ।

बहुरूपाकृतिधरैः पल्लुध्यापराः स्त्रियः ॥ हरि० २।८८।२७–२८

જ્યોતિરીશ્વરકૃત 'વર્ણરત્નાકર'મા સિંહમુખી, વ્યાઘ્રમુખી, ઘોટક(ઘોડા)મુખી, હંસમુખી નાગફણી, મછની, ગરુડા નામની નાવોનો ઉલ્લેખ આવે છે

ખીલેલાં ફૂલોની માળાઓ પહેરેલી સ્ત્રીઓ હાથમાં હાથ પકડીને જળમાં ડૂબકીઓ મારવાની અને બહાર આવવાની ક્રીડા કરવા લાગી. જમીન પર જ દોડતી હોય તેમ તેઓ પાણીમા પણ દોડતી હતી. વચ્ચે વચ્ચે ઇચ્છા પ્રમાણે નાના પ્રકારના ભક્ષ્ય, ભોજ્ય અને પેયોનું આસ્વાદન કરતી જતી હતી અંધક–વૃષ્ણિઓની તે નાવો ઘર જેવા જ આકારની હતી મોટી નાવોના તૂતક પર જાતજાતના પ્રાસાદો બનાવેલા હતા કેટલાક લંબગોળ આકારના, કેટલાક ચોખૂણ, કેટલાક ગોળ અને કેટલાક સ્વસ્તિકના આકારના હતા. કોઈનો બાહ્ય દેખાવ કૈલાસ જેવો, કેટલાક પ્રાસાદોનો મંદરાચલ જેવો તો કેટલાકનો મેરુ જેવો હતો. અનેક મોટી હોડીઓ અનેક પ્રકારના પક્ષીઓ અને પશુઓના આકારની બનેલી હતી. વૈદૂર્યના તોરણ, મણિજડિત કોતરણી અને અકીક વગેરેના જડતરથી તે બધી હોડીઓ સુશોભિત હતી. પાંખ ફેલાવેલા ગરુડની આકૃતિવાળી, ક્રૌંચ, શુક અને ગજની આકૃતિવાળી હોડીઓ સોનેરી વેલબુટ્ટાઓથી શણગારેલી હતી સોનેરી ઝગમગતી નાવોને લઈને ખલાસીઓ સમુદ્રનાં મોજા ઉપર ફેલાઈ ગયા. એનાથી સાગરનું મોટાં મોટાં મોજાંવાળુ પાણી સુશોભિત થઈ ગયું [1]

---

1. नौभिर्गृहप्रकाराभिश्चिक्रीडुरपराजिता ।
स्नातानुलिप्तप्रमुदिता सायाह्नेऽन्धकवृष्णय ॥
आयताश्चतुरस्राश्च वृत्ताश्च स्वस्तिकास्तथा ।
प्रासादा नौषु कौरव्य विहिता विश्वकर्मणा ॥
कैलासमन्दरच्छन्दा मेरुच्छन्दास्तथैव च ।
तथा नानावयश्छन्दा स्त्वीहामृगरूपिण ॥
वैदूर्यतोरणैश्चित्रा चित्राभिर्मणिभक्तिभि ।
मसारगल्वर्कमयैश्चित्रभक्तिशतैरपि ॥

શ્વેત રંગના પોતો, યાનપાત્રો, નૌકાઓ અને ઝિલ્લિકાઓ-(નૃત્ય, ગીત વગેરે માટે યોગ્ય એવા મંડપોવાળી લાંબી નાવો)-ના ઊંચા ધ્વજસ્તંભથી સમુદ્ર સુંદર લાગવા માંડ્યો. તે યાનપાત્રો ચારે બાજુથી પાણીમાં છૂટાં છૂટાં એવા લાગતાં હતાં જાણે આકાશમા ગંધર્વો વીખરાયેલા હોય. કેટલાક યાનપાત્રોમા શણગારેલાં ઉદ્યાનોને કારણે નંદનવન જેવી શોભા ફેલાયેલી હતી બરાબર નંદનવન જેમ જ એમની ઉપર ઉદ્યાન, સભા, વૃક્ષ દીર્ઘિકા અને વિમાનના શિલ્પોનો સમાવેશ કર્યો હતો. કેટલાંકને બરાબર સ્વર્ગની જેમ જ સજાવવામા આવ્યા હતા. તેઓ સ્વર્ગ જેવા લાગતા હતા. એ વખતે વૃક્ષો પ્રસન્ન થઈને ફૂલોની વૃષ્ટિ કરવા લાગ્યા સુખકારી પવન વાવા માંડ્યો. ઋતુએ સુંદર રૂપ ધારણ કર્યું. એ સાગરક્રીડા વખતે મોટા વાજિંત્રો સાથે ગીત અને નૃત્ય દ્વારા સમુદ્ર પર કેટલાયે યોજનોના વિસ્તારમા ઉત્સવનુ વાતાવરણ જામી ગયુ[1]

---

आक्रीडगच्छच्छन्दाश्चित्रा कनकरीतिभिः ।
क्रौंचच्छन्दा शुकच्छन्दा गजच्छन्दास्तथापरे ।
कर्णधारैर्गृहीतास्ता नाव कार्तस्वरोज्ज्वला ।
सलिल शोभयामासु सागरस्य महोर्मिमत् ॥ हरि० २।८८।५७-६२

१. समुच्छ्रित सितै पोतैर्यानपात्रैस्तथैव च ।
नौभिश्च झिल्लिकाभिश्च शुशुभे वरुणालय ॥
पुराण्याकाशगानीव गन्धर्वाणामितस्ततः ।
बभ्रमु सागरजले भैमयानानि सर्वत ॥
नन्दनच्छन्दयुक्तेषु यानपात्रेषु भारत ।
नन्दनप्रतिम सर्व विहित विश्वकर्मणा ॥
उद्यानानि सभा वृक्षा दीर्घिका स्यन्दनानि च ।
निवेशितानि शिल्पानि तादृशान्येव सर्वथा ।
स्वर्गच्छन्देषु चान्येषु समासात् स्वर्गसन्निमा ।
नारायणाज्ञया वीर विहिता विश्वकर्मणा ॥ —हरि०२।६३-६७

આ રીતે સમુદ્રયાત્રા કે મમુદ્રમહનું અત્યંત વિશિષ્ટ વર્ણન હરિવંશપુરાણના લેખકે આપ્યું છે. જલક્રીડાથી જ્યારે બધાં તૃપ્ત થયાં ત્યારે એ લોકો રાસક્રીડા કરવા લાગ્યા એ જ દેશની ભાષામાં એવી જ આકૃતિઓ અને વેશ ધારણ કરીને હાથથી તાળી દેતી સ્ત્રીઓ ફરતી ફરતી તાલક રાસ રમવા લાગી. એમને જોઈને કૃષ્ણથી ન રહેવાયું. સત્યભામાને સાથે લઈને તેઓ પણ રાસમાં કૂદી પડયા. અર્જુન પણ મમુદ્રયાત્રાના આ ઉત્મવમાં ભાગ લેવા આવેલા. સુંદર અંગયષ્ટિવાળી સુભદ્રાને સાથે લઈને તેઓ પણ રાસમાં કૂદવા અને તાલના ઠમકા લેવા માંડયા. બલરામ, સાત્યકિ, પ્રદ્યુમ્ન, સાબ, સારણ, ગદ, અક્રૂર, બલરામના બન્ને પુત્રો નિષઠ અને ઉલ્મુક વગેરે ત્યાં જ સમુદ્રમાં તરતા વહાણમાં ચાલતા રાસમા જોડાઈ ગયા. નારદ અતિથિ થઈને આવેલા પણ તેઓયે રહી ન શક્યા. યદુઓની સાથે મળીને તેમની વચ્ચે તેઓ પણ કૂદવા લાગ્યા. એમની જટા વીંખરાઈ ગઈ. સત્યભમા, કૃષ્ણ, સુભદ્રા, અર્જુન, રેવતી, બલરામ વગેરેને રાસની ગતિથી અંગોને ડોલાવતાં જોઈને તેઓ હસવા અને હસાવવા લાગ્યા. આ રીતે હાસ્યનો વેગ વધતો ગયો. જ્યારે કૃષ્ણે જોયુ કે રાસ હવે માઝા મૂકવા માંડયો છે ત્યારે તેઓ નારદનો હાથ પકડીને મમુદ્રમાં કૂદી પડયા અને બધાં બે સમૂહમાં વહેંચાઈ ગયા. એક પક્ષે નેતા તરીકે રેવતી સાથે બલરામ રહ્યા અને બીજે પક્ષે કૃષ્ણ પોતે રહ્યા. બન્ને પક્ષો જલયુદ્ધ કરવા લાગ્યા. તેઓ પિચકારીઓથી અને હાથથી એકબીજા પર પાણી ફેંકતા હતા. એટલા ભાગમાં સમુદ્રના પાણીને સુગંધિત, મીઠું અને જળચરો વિનાનું બનાવેલું હતું. મમુદ્રનો કિનારો એટલે દૂર સુધી પગને સુખદાયી અને મનોરમ બનાવી દીધો હતો. જલયુદ્ધ પછી બધા લોકો

જલક્રીડા પૂરી કરીને પાનભૂમિમાં એકઠા થયા. ઉદ્ધવ અને ભોજજાતિના બ્રાહ્મણો ખાવાપીવામાં સંયમ જાળવતા હતા. એમણે શાક, સૂપ, દૂધ, દહીં વગેરે ભોજનથી ચલાવ્યું. પણ બીજા લોકો મૈરેય, માધ્વિક, સુરા અને આસવના ઘડાઓ પર તૂટી પડ્યા. સાથે જ દાડમ અને ચૂક નામનાં ખાટાં ફળો સાથે ઘીમાં રાંધેલાં માંસથી પોતાને તૃપ્ત કરવા લાગ્યા. કાપેલી કેરી, મીઠું, મરચાં, મૂળા, દાડમ, લીંબુ, હિંગ, આદું આ બધું નાખીને ઘીમાં રાંધેલું માંસ અને તેલમાં વઘારેલા માંસથી તેઓ તૃપ્ત થયા.

મહ વખતે આ રીતે ખાનપાનમાં પશુહિંસા તથા બીજા વિલાસ વધારે પડતા થઈ જવાથી જ અશોકે એમ કહ્યું હતું કે આ જાતના દોષયુક્ત સમાજઉત્સવ ન કરવા જોઈએ. પણ એના નિષેધથી પણ એટલું તો સિદ્ધ થાય જ છે કે સાધારણ રીતે આ જાતના મહ, સમાજ કે યાત્રા આદિ ઉત્સવોમાં ખાવાપીવાનું વધારેપડતું રહેતું જ હતું. યક્ષમહ, ભૂતમહ, ગિરિમહ વગેરે જેવા મહાઉત્સવોમાં પણ અસંયમપૂર્ણ ખાનપાન અને ગોષ્ઠી એ સામાન્ય વિશેષતા ગણાતી હતી.

# ૧૧. દરીમહ

દરીમહ નામનો ઉત્સવ કઈ રીતે ઊજવાતો હતો તે રાયપસેણીયમાથી સ્પષ્ટ થતું નથી. કાલિદાસે હિમાલયનું વર્ણન કરતા લખ્યું છે કે વનચારી કિરાતો પોતાની સ્ત્રીઓને લઈને ગુફાગૃહોમા ચાલ્યા જાય છે અને રાત્રે ત્યાં રહીને તેમની સાથે વિલાસ કરે છે.[1] હિમાલય પર રહેનારા કિરાત અને કિન્નર જાતિના લોકોમાં પ્રચલિત હોય એવી કોઈ પ્રથા એના મૂળમા હોય એવો સંભવ છે. વર્ષમાં કોઈક નિશ્ચિત સમયે તેઓ પર્વતોની ગુફાઓમાં જુદા જુદા જઈને સ્ત્રીઓ સાથે વિહાર કરતા હશે. ઉત્તરકુરુ પ્રદેશમાં આ જાતના દરીમહની પ્રથા અતિ પ્રાચીન કાળમાં હશે એમ લાગે છે. અને એવી જ કોઈ અનુશ્રુતિને આધારે મહોની સૂચિમાં દરીમહનો ઉલ્લેખ થયો છે. સાંચીના ઉત્તર બાજુના તોરણ-સ્તંભ પર સ્ત્રીઓ સાથેના જુદા જુદા વિહારનાં કેટલાંક દશ્યો અંકિત થયાં છે. તેમને દરીમહ સાથે સંબંધ હોય એ સંભવિત છે. પણ આ બાબતમાં સાહિત્યમાંથી વધુ પ્રમાણો અપેક્ષિત છે.

---

૧. वनेचराणां वनितासखानां दरीगृहोत्सङ्गनिषक्तभास.
भवन्ति यत्रौषधयोरजन्यामतैलपूराः सुरतप्रदीपाः ॥

—कुमारसंभव, १।१०

## ૧૨. સ્તૂપમહ અને ચૈત્યમહ

'નાયાધમ્મકહા'ની સૂચિમાં ઉલ્લેખાયેલ યાત્રાઓમાં ચૈત્ય-યાત્રા (चेइअ जत्ता) અને 'રાયપસેણીય'ની મહસૂચિમાં ચૈત્યમહ અને એની સાથે સ્તૂપમહનો પણ ઉલ્લેખ છે. પહેલાં કહ્યું છે તેમ પ્રાચીન કાળમાં પૂજાયોગ્ય કોઈ પણ વસ્તુને ચૈત્ય કહેતા હતા અને એ જ સંદર્ભમાં મહાભારતના આધારે વૃક્ષચૈત્યનું વર્ણન આગળ કરેલું છે. એ જાતનાં ચૈત્યોના જે ઉત્સવો ઊજવાયા હશે તે ચૈત્યમહ કહેવાયા. સ્તૂપ પણ એક જાતનું ચૈત્ય જ હતું. આગળ જતાં તો સ્તૂપ અને ચૈત્ય બન્ને એકબીજાના પર્યાય થઈ ગયા. ચૈત્ય શબ્દનો મૂળ અર્થ છે ચિતામા જે હોય તે (चिताया भवः चैत्य). જે સ્થળે શબનો દાહ થાય ત્યા જ ત્રીજે દિવસે અસ્થિચયન થઈ ગયા પછી એક વૃક્ષ રોપવું એ આવશ્યક ધાર્મિક કામ ગણાતું. આજે પણ લોકમા એવી પ્રથા છે. આ રીતે જે સ્થળે કોઈક વ્યક્તિનું શબ દટાય અથવા એના અવશેષો જમીનમાં દટાય ત્યા પણ માટી-પથ્થરના સ્તૂપ રૂપે એને માટે કોઈ ચિહ્ન બનાવાતું હતું. આ બન્નેને ચૈત્ય કહેતા હતા. શવદાહ કે શવદફનના સ્થળે આ જાતના વૃક્ષારોપણ કે સ્તૂપનિર્માણની પ્રથા નિષાદ સંસ્કૃતિમાંથી લેવાઈ હોય એવો સંભવ છે. એ લોકોમાં વૃક્ષપૂજા અને પાષાણપૂજા પ્રચલિત હતી. એ લોકો પોતાનાં શવોને ખાડામાં દાટીને એના પર પથ્થર ખડકીને સ્મૃતિચિહ્ન બનાવતા હતા. આ પ્રકારના ખાડા દક્ષિણ ભારતમા રાક્ષસગલ્લુ કહેવાય છે. રાક્ષસ એટલે મોટો અને ગલ્લુ એટલે પથ્થર. આ શબ્દનો અર્થ અંગ્રેજી Megalith

જેવો જ છે. આવી આદિમ રૂઢિમાંથી ચૈત્યસ્તૂપ અને ચૈત્યવૃક્ષની પ્રથા શરૂ થઈ હશે. આગળ ચાલતાં ચૈત્યપૂજાની પ્રથા અત્યંત લોકવ્યાપી થઈ ગઈ. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં ગૃહસ્થ માટે ચૈત્ય યજ્ઞનું વિધાન છે. ગૃહસ્થે ચૈત્યને બલિપ્રદાન કરવું એવી એ યજ્ઞની ક્રિયા હતી. (चैत्ययज्ञे प्राक् स्विष्टकृतश्चैत्याय बलिं हरेत्। आश्व० गृह्यसूत्र ११२ પણ અહીં એ ચૈત્યવૃક્ષ હતું કે સ્તૂપ હતુ તે સ્પષ્ટ થતું નથી.

પ્રાચીન ભારતમા ચૈત્યપૂજાનો ઘણો પ્રચાર હતો. એનાં પ્રમાણ રામાયણ, મહાભારત, બૌદ્ધ અને જૈન સાહિત્યમાં ઘણા મળે છે. લંકામા એક ઘણું મોટું ચૈત્ય હતું. આ ચૈત્યના સ્થાનને ચૈત્યપ્રાસાદ કહે છે. (चैत्यप्रासाद मेरुशृङ्गमिवोन्नतम्— सुन्दरकाण्ड ४३ २) હનુમાને રાવણના ઉદ્યાનનો વિધ્વંસ કર્યો ત્યારે તે વિચારવા માંડ્યા કે મેં ચૈત્યપ્રાસાદનો નાશ તો કર્યો જ નહીં! આ ચૈત્યની રક્ષા માટે ચૈત્યપાલ નામના રક્ષકો નીમેલા હતા. હનુમાને અગ્નિથી એ પ્રાસાદનો નાશ કર્યો. એ પ્રાસાદ પાસે એક સ્તંભ પણ હતો.[1] પ્રાસાદ અને એના થાભલા લાકડાના હતા એમ જણાય છે. ચૈત્યપ્રાસાદની બહાર એનું તોરણ પણ હતું. ચારેય ફરતી વંડી અને તોરણવાળું પાછળના જમાનાના સ્તૂપો જેવું આ ચૈત્યનું સ્વરૂપ હોય એ શક્ય છે. પ્રાસાદની પાસે સ્તંભ હોવાનો ઉલ્લેખ મહત્ત્વપૂર્ણ છે. લોરિયા નંદનગઢમાં માટીના ટેકરા પાસે આ જ રીતે લાકડાના થાંભલા હતા. એમાંના એકબે નમૂના બચી ગયા છે. સાંચીના મહાસ્તૂપના તોરણની બરાબર સામે અશોકે પથ્થરના જે સ્તંભો કરાવેલા તેનું કારણ પણ આનાથી બરાબર સમજાય છે. એ જ પ્રમાણે કાર્લા, ભાજા, કન્હેરી

1. प्रासादस्य महान्तस्य स्तम्भं हेमपरिष्कृतम् ।—सुन्दरकाण्ड ४३।१७

વગેરે સ્થાનોએ પહાડની શિલાઓ કાપીને જે ચૈત્યો બનાવેલાં તેમની સામે પણ સ્તંભો મળ્યા જ છે. ચૈત્યની જેમ એ સ્તંભો પણ પહાડમાંથી કાપીને બનાવેલા છે. પહાડમાંથી કોતરાયેલાં આવાં ચૈત્યોને પ્રાચીન પરિભાષામાં 'કીર્તિ' કહેતા. પ્રાચીન શિલાલેખોના આધારે કીર્તિ શબ્દનો આ અર્થ નિશ્ચિત થાય છે. કન્હેરી ગુફામાંથી મળેલા ત્રૈકૂટકોના એક લેખમાં (સન ૪૯૩) આ પાષાણ-ઘટિત ચૈત્યને કીર્તિ કહ્યો છે. (यावत् कीर्ति स्थिरेयं भजतु गुरुतरो प्रसुतुंगपुण्यनाम्न । સિદ્ધભારતી, પૃ. ૪૦. શ્રી બહાદુરચંદ છાબડાનો લેખ, 'કીર્તિ'). કીર્તિ(ચૈત્ય)ની સામેના આ સ્તંભો એ સમયની વાસ્તુશબ્દાવલીમા કીર્તિસ્તંભ કહેવાતા હતા. આ ચૈત્ય ગુફાઓને કાપવા માટે શિલામાં જે મોટું બાકોરું પાડવામાં આવતું હતું અને ચૈત્ય પૂરું થયા પછી જેનો ઉપયોગ હવા અને પ્રકાશ માટે હવાબારી તરીકે થતો હતો તેનું સ્વાભાવિક નામ કીર્તિમુખ રખાયું.

આ સ્તંભો એક રીતે યજ્ઞીય યૂપોના પ્રતિનિધિ હતા. જે રીતે યજ્ઞભૂમિમાં યૂપની પ્રતિષ્ઠા થતી હતી એ જ રીતે ચૈત્ય-ભૂમિમાં સ્તંભની થતી હતી. એવો પણ સંભવ છે કે સ્તંભ-નિર્માણની આ પ્રાચીન લોકકથાએ યજ્ઞમા સ્થાપિત થનાર યૂપો પર પોતાની અસર પાડી હોય. એમ કહેવાયું છે કે લોકમાં જે રીતે મહ છે તે જ રીતે દેવો માટે યજ્ઞ છે. यज्ञो वै देवाना महः । शतपथ० ૧૬।૧।૧૧ આ કથનથી મહ નામના ઉત્સવોની પ્રાચીનતા યજ્ઞોથી પણ જૂની છે એમ સૂચવાય છે. આ મહ ઉત્સવો આર્યો પહેલાંના પ્રાચીન સાંસ્કૃતિક સ્તરમાંથી પેદા થયા હોય એવો સંભવ વધુ છે.

લંકાકાંડમાં નિકુંભિલાના ચૈત્યનો પણ ઉલ્લેખ છે. (रामायण, ૨।૮૪।૧૩) રાક્ષસો એ જ ચૈત્યમાં બેસીને અગ્નિ

વગેરેમાં હવન કરતા હતા (निकुम्भिलायां विधिवत् पावक जुहुवे ।) સીતાને ડરાવવા રાખેલી રાક્ષસીઓને મોઢે કહેવાયું છે કે અમે સુરા પીને અને માનુષી સ્ત્રીનું માંસ ખાઈને નાચીશું અને નિકુંભિલાને રીઝવીશું. (मानुष मांसमासाद्य नृत्यामोऽथ निकुंभिलाम् – सुन्दर० २४।४५). નિકુંભિલાનું એ ચૈત્ય જ લંકાનું ચૈત્યપ્રાસાદ હતું. એને હનુમાને બાળીને ભસ્મ કર્યું હતું.

મહાભારતમા પણ ચૈત્યોના કેટલાયે ઉલ્લેખો છે. કહ્યું છે કે મરુત્ત ગજાના રાજ્યમાં ખેડયા વાવ્યા વિના જ પૃથ્વી અન્ન આપતી હતી અને ચૈત્યોથી ભરેલી હતી (अकृष्टपच्या पृथिवी विबभौ चैत्यमालिनी—शांतिपर्व ८१।१८) મગધની પ્રાચીન રાજધાની રાજગૃહના વૈહાર, વિપુલ, વરાહ, વૃષભ અને ઋષિગિરિ નામના પાચ પર્વતોમાં પાચમો ઋષિગિરિ ચૈત્યસ્થાને હતો. ચૈત્યસ્થાન હોવાથી તે પવિત્ર મનાતો હતો. કારણ કે પહેલાં ત્યા મહાત્મા ગૌતમ ઋષિ રહેતા હતા અને ગૌતમનું આ નિવાસસ્થાન જરાસંધવધ માટે શ્રીકૃષ્ણ, ભીમ વગેરે ત્યાં ગયા ત્યારે પણ ત્યાં હતું. (तथैव ऋषिगिरिस्तात शुभाश्चैत्यकपंचमा)। કૃષ્ણ, અર્જુન અને ભીમે માગધોના સુદર ચૈત્યથી સુશોભિત આ ગિરિશૃંગનો વિધ્વંસ કર્યો (मागधाना सुरुचिर चैत्यकान्त समाद्रवन् । सभापर्व १९–१७, चैत्यक च गिरे शृगं भित्वा, १९४१).

કોઈક મોટું ચૈત્ય અને એની સાથે ભિક્ષુઓને રહેવા માટે વિહારસ્થાન બનાવીને એનો ઉત્સવ કરવો એ પણ ચૈત્યમહનું એક રૂપ હતું. લોકમા કંઈપણ કૂવો, વાવ, તળાવ, મડપ, માતૃભવન, દેવસ્થાન, મદિર વગેરે ચણાવ્યા પછી બંધાવનાર એની વિધિવત્ પૂજા-પ્રતિષ્ઠા કરે છે અને બ્રહ્મભોજન સાથે પોતાના હિતમિત્ર, બંધુ-બાંધવો અને ન્યાતના

લોકોને ભોજન કરાવે છે. આ જ રીતે ચૈત્ય કે વિહાર બનાવ્યા પછી વિહારમહરૂપે લોકો ઉત્સવ કરતા હતા. પાલિ 'મહાવંશ'માં આ પ્રકારના વિહારમહનો ઉલ્લેખ થયો છે. લંકાના દુટ્ઠગામણી રાજાએ ચૈત્ય બનાવીને એની જ પાસે વિહાર બનાવ્યો. બંધાયા પછી એણે સંઘને મહાદાન દીધું અને એક સપ્તાહ સુધી બધાને અન્નપાન વગેરેથી તૃપ્ત કર્યા. (મહાવંશ, છવ્વીશમો પરિચ્છેદ, મરિચવટ્ટિ વિહારમહ ).

આ જ ગ્રંથમાં લોહપ્રાસાદ નામના મહાચૈત્યનું નિર્માણ અને એના મહનું વિશદ વર્ણન છે. જે સમયે લોહપ્રાસાદનું કામ શરૂ થયું ત્યારે રાજા દુટ્ઠગામણીએ ચારે બારણાં પર આઠ આઠ લાખનું સોનું, વસ્ત્રોના એક એક હજાર પટારા, અને ગોળ, તેલ, સાકર અને મધથી ભરેલાં અનેક પાત્રો રાખીને જાહેર કર્યું કે કંઈ પણ કિંમત લીધા વિના કોઈ અહીં કામ ન કરે. બધાને એણે પોતાના કામની યોગ્ય મજૂરી દીધી. તે મહાપ્રાસાદ સો હાથ લાંબો, સો હાથ પહોળો અને એટલો જ ઊંચો હતો. એ શ્રેષ્ઠ પ્રાસાદમાં નવ મજલા હતા અને એક એક માળ પર સો સો કૂટાગાર અને ઓરડા હતા. એ બધા ચાંદીથી જડેલા હતા. એમની ભીંતો પ્રવાલ અને જાત-જાતનાં રત્નોથી શણગારેલી હતી અને એમાં રત્નજડિત પદુ-મક કે કમળનાં નાનાં ફૂલો અને ઘૂઘરીઓ વગેરે મૂકેલાં હતાં. એ પ્રાસાદમા એક હજાર ઓરડા (ગબ્મા) સિંહપિંજર નામની જાળીથી શોભિત હતા. વચ્ચે એક રત્નમંડપ બનાવ્યો હતો. એ આકારમાં કુબેરના નારીવાહનયાન જેવો હતો. તે મંડપ સિંહ, વાઘ વગેરેની અને દેવતાઓની આકૃતિઓથી તથા સ્તંભોથી વિભૂષિત હતો. આ મંડપની ચારે બાજુ મોતી અને નીલમની ઝાલર અને પરવાળાથી

બનેલી ભીંતો હતી મંડપ નીચે સ્ફટિકના સ્થંડિલ (પૂજા-ભૂમિ) પર હાથીદાંતનો પલંગ બિછાવેલો હતો. એના પર સોનાનો સૂર્ય, ચાંદીનો ચંદ્ર અને મોતીઓના તારા તથા જાતજાતના રત્નોના બનાવેલાં નાનકડા ફૂલો અને સોનેરી લતાઓ મૂકેલા હતા. પલંગ પર કીમતી ચાદર બિછાવેલી હતી. એના પર હાથીદાંતનો પંખો રાખેલો હતો. એની પાસે સ્ફટિકની ભૂમિ પર પરવાળાની પાદપીઠ રાખેલી હતી. પલંગ પર ચાંદીના દંડવાળું શ્વેત છત્ર ગોઠવ્યું હતું. છત્રમાં અષ્ટ માંગલિક ચિહ્નો કોતરેલાં હતાં અને ચતુષ્પદોની પંક્તિઓનું અલંકરણ બનેલું હતું. આચમન કરવા માટે સોનાની આચામકુંભી રાખેલી હતી એ પ્રાસાદમાં ભેગા કરેલાં ઉપભોગનાં બીજાં સાધનોનું તો કહેવું જ શું? એની ચારે બાજુ ભીંતો અને એમા ચાર દ્વારકોષ્ઠક (તોરણ) બનેલાં હતાં. એ પ્રાસાદ પર તાંબાની છત હતી એટલે એ લોહપ્રાસાદ નામથી પ્રસિદ્ધ થયો. એ ચણાઈ રહ્યા પછી રાજાએ સંઘને બોલાવીને પહેલા વિહારમહની જેમ જ પ્રાસાદમહ ઉત્સવ કર્યો અને એક અઠવાડિયા સુધી બધાને મહાદાન અને ભોજન આપ્યું.

આ રીતે પ્રાસાદમહનું વર્ણન પાલી સાહિત્યમાં મળે છે. પ્રાસાદમહ નાયાધમ્મ અને રાયપસેણીયની સૂચિમાં નથી પણ વિહારમહની જેમ ધાર્મિક ચૈત્યો અથવા દેવસ્થાનો કે સ્તૂપોનાં નિર્માણવિષયક જે ઉત્સવો થતા હતા તે બધાને મહ કહેતા હતા. વિહારમહ, પ્રાસાદમહ, ચૈત્યમહ, સ્તૂપમહ, આ બધા એનાં જ અંગો હતા.

વસ્તુતઃ એ જ રાજા દુટ્ઠગામણીએ વિહાર અને પ્રાસાદ બંધાવ્યા પછી એક અત્યંત ભવ્ય સ્તૂપનું પણ નિર્માણ કરાવ્યું અનુરાધાપુરના આ સ્તૂપની સિંહલમાં ઘણી માન્યતા હતી.

કહેવાય છે કે જ્યારે દુટ્ઠગામણીએ દમિડ કે તમિલ દેશ પર વિજય મેળવ્યો ત્યારે એણે ભવિષ્યવાણી પ્રમાણે મહાસ્તૂપની સ્થાપનાનો વિચાર કર્યો. એને માટે આવશ્યક સામગ્રી દૂર-દૂરનાં સ્થળોએથી ભેગી કરી અને પછી મોટો ઉત્સવ કર્યો. એમાં રાજગૃહ, વૈશાલી, સારનાથ, કૌશાંબી, ઉજ્જયિની, પાટલિપુત્ર, કાશ્મીર, વનવાસી, વિંધ્યાટવી, ઠેઠ અલકસંદા-(એલેક્ઝાંડ્રિયા)થી પણ અસંખ્ય ભિખ્ખુઓ એકઠા થયા. એમ કહેવાય છે કે ચૈત્ય કે સ્તૂપ બનાવવા માટે જ્યારે જમીન મપાવા લાગી ત્યારે રાજાને ખૂબ ઉત્સાહ હતો, પણ સિદ્ધાર્થ નામના ભિખ્ખુએ ભવિષ્યનો વિચાર કરતાં સલાહ આપી કે જો આવડો મોટો સ્તૂપ બનશે તો રાજાના જીવન-કાળ દરમિયાન એ સમાપ્ત થઈ શકશે નહીં. એટલે मज्झिम (મધ્યમ) ચૈત્ય ચણાવવું વધુ ઠીક થશે. રાજાએ એ સલાહ માની લીધી અને મહાસ્તૂપ નામનું ચૈત્ય બંધાવ્યું. સ્તૂપ તૈયાર થયા પછી એને ધાતુગર્ભિત કર્યું. એટલે કે એમાં બુદ્ધના અવશેષોની સ્થાપના કરવામાં આવી. પાલિ લેખકે ઘણી સરળ ભાષામાં આ મહાસ્તૂપના નિર્માણનું વર્ણન કર્યું છે. એમાં અનેક પ્રકારનાં રૂપો(મૂર્તિઓ)ની શોભા કરવામાં આવી. જેમ કે, અંજલિ પગ્ગહ દેવ, નફચક દેવ, તુરીયવાદક દેવ, આદર્શગ્રાહક દેવ (આદાસગાહક દેવ-હાથમાં દર્પણ લીધેલા), ઉકખશાખાધર દેવ, ખગ્ગધર દેવ, પાતિધર દેવ, ધમ્મચક્કધર દેવ, રતનધર દેવ, પવમાદિકગ્રાહક દેવ, આવા ભિન્ન ભિન્ન મુદ્રાઓવાળા દેવોની આકૃતિઓ શોભારૂપે તેમાં મૂકવામાં આવી. એ જ રીતે ફૂલોથી ભરેલા પૂર્ણઘટ (पुण्ण पुण्ण घट), અષ્ટમાંગલિક ચિહ્ન, ચતુષ્પદોની પંક્તિ (चतुःपदान पंत्ति), હંસપંક્તિ, મોતી અને ઘૂઘરીની જાળ, સુવર્ણઘંટાપંક્તિ, મુક્તાદામ કલાપક (મોતીઓ પરોવેલી સેરનાં ઝૂમખાં),

જુદી જુદી જાતનાં પદ્મકો, જાતજાતનાં કમળનાં ફૂલો, સૂર્ય, ચંદ્ર અને તારાઓનાં અલંકરણો, આ બધાંથી એ મહાસ્તૂપ ચૈત્યનું અલંકરણ થયું. એ સ્તૂપમાં રાખવા માટે બુદ્ધની ધાતુઓ એક ધાતુના કરંડિયામાં બંધ કરીને ત્યાં પધરાવવામાં આવી આષાઢ સુદ પૂનમે એ મહાચૈત્યમાં ધાતુપ્રતિષ્ઠાનો સંસ્કાર થયો એ વખતે અનેક દેવતા, બ્રાહ્મણ, નાગ, અર્હંત, બધા પધાર્યા. રાજાએ ત્રણ વાર ચૈત્યની પ્રદક્ષિણા કરીને પોતે જ સ્વહસ્તે ધાતુનો કરંડિયો સ્તૂપમાં મૂક્યો. એ પછી સમસ્ત સંઘને, ભિક્ષુસંઘને અને લોકોને વસ્ત્ર, ગોળ, ઘી વગેરે વહેંચાયું. આખી રાત જાગરણ કરીને ગણસ્વાધ્યાય થયો. ગણસ્વાધ્યાય એટલે ઘણા ભિખ્ખુઓ કે પંડિતો મળીને રાત્રે જાગીને ધર્મગ્રંથોના પાઠ કરે તે. આ પ્રથા હિન્દુધર્મમાં હજી પ્રચલિત છે દિવાળીની રાત્રે યજમાનને ત્યાં ભેગા થઈને બ્રાહ્મણો ગોપાલસહસ્રનામ વગેરેનો પાઠ કરે છે. કોઈક વિશેષ પ્રકારના ગૃહસ્થમંગલ માટે સ્ત્રીઓ નૃત્ય-ગીત સાથે રાતે જાગરણ કરે છે. આ રીતે એ રાજાએ ચાર મહોનો ઉત્સવ કર્યો: વિહારમહ, પ્રાસાદમહ, સ્તૂપારંભમહ અને ધાતુ-નિધાનમહ (મહાવંશ, અધ્યાય ૨૯–૩૨).[1]

જૈન આગમ ગ્રંથ રાયપસેણીયમાં આમલકલ્પા નગરી બહાર આમ્રશાલવન ચૈત્યનો ઉલ્લેખ છે. એ ચૈત્યમાં સૂર્યાભ-દેવે ભગવાન મહાવીરનાં દર્શન કરીને એમનો ઉપદેશ સાંભળ્યો અને ત્રણ વાર પ્રદક્ષિણા કરીને એમની પૂજા કરી. પછી એણે બત્રીસ પ્રકારની નાટ્યવિધિનું પ્રદર્શન કરાવ્યું. સૂર્યાભદેવે મહાવિમાન અને બત્રીશ નાટ્યવિધિનું જે વિશદ

૧. विराहमह सत्ताहे प्रासादस्य महे तथा ।
थूपारंभे तु सत्ताहे तथा धातुनिधानके ॥

અને ભવ્ય વર્ણન કર્યું છે તે સંસ્કૃત, પાલિ અને પ્રાકૃત એ કોઈ સાહિત્યમાં બીજે નહીં મળે. જો આપણે આ કથાનકના સંક્ષિપ્ત મૂળ સૂત્રને સમજવાનો પ્રયત્ન કરીએ તો એમ લાગે છે કે આ વર્ણન પાછળ પ્રાચીન ચૈત્યપૂજા અને એના મહનું વર્ણન જ છુપાયેલું છે. આમ્રશાલવનનું ચૈત્ય મહાવીરના જન્મથી કેટલુંયે પ્રાચીન છે. એની સ્થાપના, પૂજા અને ઉત્સવવિધિ વગેરે પણ જૂના વખતથી હતાં. ફક્ત એનો સંબંધ જૈન ધર્મની નવી પશ્ચાદ્ભૂમાં મહાવીર સાથે જોડી દેવાયો. સૂર્યાભદેવનું વિમાનનું વર્ણન ભરહુત, સાંચી, અમરાવતી અને મથુરાનાં મહાચૈત્યો અને એનાં સંપૂર્ણ અલંકરણો માટે બંધબેસતું થાય છે. ખરી રીતે તો વિમાન-વર્ણનની પારિભાષિક શબ્દાવલી સ્તૂપવેદિકા અને તોરણના વર્ણન માટે બરાબર બંધબેસતી થાય છે. જો એમાં આવેલા અતિશયોક્તિપૂર્ણ કલ્પનાત્મક અંશને આપણે દૂર કરીને જોઈએ તો એના મૂળમાં સ્તૂપનિર્માણકૌશલનું જ વર્ણન જણાય છે. ત્રણ વાર પ્રદક્ષિણા કરીને ચૈત્યની પૂજા એ મહાવીરની પ્રદક્ષિણા અને પૂજારૂપે પલટાઈ જાય છે. બત્રીશ લક્ષણોવાળી નાટ્યવિધિ એ ચૈત્યપૂજાના મહોત્સવોનું જ સ્વરૂપ છે. એ મહોત્સવોની પરંપરા પ્રેક્ષણ, નૃત્ય, ગીત, નાટ્ય વગેરે રૂપે પરાપૂર્વથી ચાલી આવતી હતી.

# ૧૩. મુકુંદમહ

રાયપસેણીય અને નાયાધમ્મની સૂચિઓમાં આ ઉપરાંત કેટલાક નાના મહોનાં નામ પણ આવે છે. જેમ કે, મુકુંદમહ, ભૂતમહ, અજ્જામહ, કોટ્ટકિરિઆમહ, કામમહ, ચક્ખમહ, વેસ્સમણમહ. એ ઉપરાંત ચંદમહ અને બ્રહ્મમહ નામ પણ મળે છે. મુકુંદમહનો અર્થ કૃષ્ણ કે વાસુદેવની પ્રાચીન પૂજા એવો હતો. શિવની પૂજા જેવી લોકમાં વિષ્ણુ કે વાસુદેવની પૂજા પણ પાણિનિના સમયથી મળે છે વાસુદેવની ભક્તિ અને પૂજા કરનાર લોકો વાસુદેવક કહેવાતા હતા મથુરા આજુબાજુ ભગવાન વાસુદેવની પૂજાનો બહુ પ્રચાર હતો. મહાક્ષત્રપ ષોડાશના રાજ્યકાળના એક લેખમા ભગવાન વાસુદેવના મહાસ્થાનમા તોરણ અને વેદિકા બનાવાયાનો ઉલ્લેખ છે. (મથુરા સંગ્રહાલય, વેદિકા સંખ્યા ૩૬૦). એ સમયની શબ્દાવલીમા દેવતાની પવિત્ર જગાને સ્થાન કહે છે. લોકમા હજી સુધી યક્ષનુ થાનક, દેવીનું થાનક એવા રૂપે આ શબ્દનો પ્રાચીન અર્થ પ્રચલિત છે. ભાગવત આંદોલનના પ્રભાવથી બીજા દેવો કરતા ભગવાન વાસુદેવની પ્રતિષ્ઠા ઘણી વધી ગઈ એટલે જ્યારે બીજા દેવોના ચોરા માત્ર સ્થાન કહેવાતા ત્યારે ભગવાન વાસુદેવનો પવિત્ર ચત્વર મહાસ્થાન કહેવાવા લાગ્યો. આ મહાસ્થાનનું સ્વરૂપ કેવુ હતું ? એ બાબતમા ખાતરીપૂર્વક કહી શકીએ કે એની ચારે બાજુ વેદિકા અથવા દીવાલો હતી અને પ્રવેશ કરવા માટે એક કે વધારે તોરણદ્વાર હતાં. પણ વચ્ચે પ્રાચીન સ્થાનોની જેમ ફક્ત સ્થંડિલ કે ઊંચો મંડપ જ રહેતો કે મૂર્તિ અને મંડળ

માધ્યમિકાની નારાયણવાટિકામાં સ્તંભ તો નથી મળ્યો પણ પૂજાશિલા અને ભિત્તિ કે પ્રાકાર (દીવાલ) તો મળ્યાં જ છે. પૂજાશિલા એ મથુરામાં મળેલા જૈન લેખોમાં જેને આયાગપટ્ટ કે આયકપટ્ટ કહ્યો છે તે જ છે. આયાગપટ્ટ કે આયકપટ્ટનો અર્થ પૂજન માટેની પાટ એવો થાય છે. અંગ્રેજીમાં એને 'ટેબ્લેટ ઑફ હૅામેજ' કહી છે. કંકાલી ટેકરીમાંથી આ જાતના કેટલાયે આયાગપટ્ટ મળ્યા છે. એ અનેક પ્રકારનાં ધાર્મિક અને માંગલિક ચિહ્નોથી અલંકૃત છે. એમની સ્થાપના અર્હંતની પૂજા માટે કરેલી હતી. (सिहनादिकस आयागपाटो प्रतिथापितो आरहत पूजाये।) લખનૌ સંગ્રહાલયમાં રાખેલ એક તોરણમુખપટ્ટ પર તોરણની અંદરના ભાગમાં કેટલાંક સ્ત્રી–પુરુષો સ્તૂપ અને આયાગપટ્ટોની પૂજા કરે છે એ જાતનું દૃશ્ય કોતરાયેલું છે. એ ત્રણ આયાગપટ્ટો પર ફૂલો વીખરાયેલાં દેખાય છે. એ પૂજામા ચડાવેલાં હોવાં જોઈએ. (લખનૌ સંગ્રહસ્થાન, મૂર્તિસંખ્યા જે. ૫૫૫, સ્મિથ, જૈનસ્તૂપ, ફલક ૨૦). પથ્થરની ચોરસ પાટ પર ફૂલપત્ર વગેરે ચડાવીને દેવપૂજાની વિધિ સંભવતઃ ઘણી પ્રાચીન યક્ષપૂજામાંથી અપનાવાયેલી હતી. ચિતોડ પાસેની માધ્યમિકા નગરીની નારાયણવાટિકા ભારતવર્ષમાં એ પ્રકારનો એક જ અવશેષ છે. વિષ્ણુનું આ મહાસ્થાન પ્રાચીનતમ વૈષ્ણવમંદિર કહી શકાય. પ્રાચીન કાળમાં સંસ્કૃતિની આરંભિક અવસ્થામાં આકાશની ખુલ્લી છત નીચે એક નાના, કદાચ કાચી માટીના ચોતરા પર પૂજા થતી હશે પથ્થરની પાટ રાખીને પોતાના મનોવાંછિત દેવતાની પૂજા અને એ પવિત્ર સ્થાનને ચારે બાજુથી બાંધવા માટે એક કઠેડો તથા એ સ્થાન પાસે જ આવેલો, જેના પર ધ્વજ ફરકાવી શકાય તેવો એક થાંભલો—આવું પ્રાચીનતમ દેવસ્થાનો-દેવમંદિરોનું સ્વરૂપ હતું. લોકધર્મના આરં-

ભિક ઇતિહાસની દૃષ્ટિએ આ જ સ્વરૂપ અત્યન્ત સ્વાભાવિક લાગે છે. જોકે નારાયણવાટિકા પાસે કોઈ થાંભલો મળ્યો નથી, પણ પ્રાચીન વિદિશા (આધુનિક ભિલસા) પાસે વેશનગર નામના સ્થળે જ્યાં વેશ નદી અને વેત્રવતીનો સંગમ થાય છે ત્યાં યવન રાજદૂત હિલિયોડોરસે ભાગવત ધર્મનો સ્વીકાર કર્યા પછી ભગવાન વિષ્ણુના પ્રાસાદ(દેવસ્થાન)માં ગરુડધ્વજની સ્થાપના કરી. પ્રત્યેક દેવ માટે ધ્વજની સ્થાપના એના પૂજાસ્થાનનું આવશ્યક અંગ મનાતું હતું. આ જાતના કેટલાયે સ્તંભો મળ્યા છે. ગરુડ વિષ્ણુનું વાહન હતું એટલે એનો ધ્વજ ગરુડસ્તંભ કહેવાયો. આ જ રીતે સ્વામી કાર્તિકેય માટે કાનપુર જિલ્લાના લાલાભગત નામના સ્થળે કુક્કુટ સ્તંભ મળ્યો છે એના ઉપર કુમારવર" એમ લખ્યું છે. મથુરામાથી એક તાલધ્વજ મળ્યો છે એ બળરામની પૂજા માટે હશે એવું અનુમાન થયું છે એ જ રીતે કામદેવના સ્થાને મકરધ્વજ એટલે કે મગરના માથાથી અલંકૃત એવો સ્તંભ સ્થાપેલો હતો. બૌદ્ધ અને જૈન ધર્મની પશ્ચાદ્‌ભૂમાં એ ધ્વજનું સ્વરૂપ ચક્રશીર્ષવાળું ચક્રધ્વજ કે ધર્મચક્રસ્તંભ બની ગયું. જે રીતે ષોડાશના મથુરાવાળા લેખમા ભગવાન વાસુદેવના મંદિરને બીજા કરતા વિશિષ્ટ ગણી મહાસ્થાન કહ્યું છે એ જ રીતે વેશનગરના ગરુડધ્વજ લેખમા વિષ્ણુના મંદિરને પ્રાસાદોત્તમ એટલે કે અન્ય દેવના પ્રાસાદોમા શ્રેષ્ઠ કહ્યુ છે

આ દેવોની વચ્ચે વિષ્ણુની આ શ્રેષ્ઠ પદવીનું નિશ્ચિત પ્રમાણ માધ્યમિકાના લેખમા આવેલ 'सर्वेश्वराभ्याम्' વિશેષણથી મળે છે. ભાગવત રાજા સર્વતાતનો પરિચય પોતાના કાળના બીજાં અનેક દેવીદેવતાઓ સાથે હશે જ. એમની તુલનામા

તે સંકર્ષણ અને વાસુદેવને સર્વેશ્વર એટલે કે સર્વના સ્વામી રાજા કે અધિપતિ માને છે. વિક્રમ પહેલાંની કેટલીક સદીઓ પહેલાં આપણા દેશમાં ભાગવત ધર્મનું જે આંદોલન ચાલતું હતું એ ધાર્મિક ઊથલપાથલનું પરિણામ 'સર્વેશ્વર' એ સંક્ષિપ્ત સૂત્રમાં ઝળકે છે. એનું ભાષ્ય જોવું હોય તો ગીતાના દસમા અધ્યાયમાં જોઈ શકાય. તેમાં અનેક દેવીદેવતાઓનાં નામ ગણાવતાં લખ્યું છેઃ 'રુદ્રોમાં હું શંકર છું, યક્ષ-રાક્ષસોમાં હું કુબેર છું, પર્વતોમાં મેરુ છું, સેનાનીગણમાં હું સ્કંદ છું, જલાશયોમા હું સાગર છું, સ્થાવરોમાં હિમાલય છું, વૃક્ષોમાં અશ્વત્થ, ગંધર્વોમાં ચિત્રરથ, અશ્વોમાં ઉચ્ચૈઃશ્રવા, ગજેન્દ્રોમાં ઐરાવત, ગાયોમાં કામધેનુ, સાપોમાં વાસુકિ, નાગોમાં અનંત, વસુઓમાં પાવક, દૈત્યોમાં પ્રહ્લાદ, પક્ષીઓમાં ગરુડ, નદીઓમાં ગંગા, નક્ષત્રોમાં ચંદ્રમા, જ્યોતિઓમાં સૂર્ય અને વૃષ્ણિઓમાં હું વાસુદેવ છું. આ બધી મારી જ વિભૂતિઓ છે. બધાં ભૂતોમાં હું બીજરૂપ છું, મારા વિનાનો ચરાચરમાં કોઈ ભૂત નથી. મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી. આ તો દૃષ્ટાંત તરીકે વિભૂતિઓનો કંઈક વિસ્તાર બતાવ્યો, જ્યાં ક્યાંય કંઈક પણ ચમત્કાર, સૌંદર્ય કે બળ છે તે મારા જ તેજનો અંશ છે. મેં સારા જગતને મારા એક અંશમાત્રથી પૂરેપૂરું આવરી લીધું છે. (ગીતા અ૦ ૧૦).

માધ્યમિકા નગરીના લેખમાં આવેલા સર્વેશ્વર શબ્દનો આ જ અર્થ છે. ભાગવત ધર્મે પ્રગટાવેલ અગ્નિમાં પડીને યક્ષ, ભૂત, નાગ, નદી, સરોવર, પશુ, પક્ષી જેવાં અનેક ક્ષુદ્ર દેવદેવતાઓ બધાં એક મહાતેજના અંશ જાહેર થઈ ગયાં. એ મહાતેજની એક ચિનગારી આ સમસ્ત જગતને આલોકિત કરે છે.

विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ।
(गीता १०।४२)

દેવી–દેવતાઓના નામોની આ યાદી કંઈ ગીતાકારની કપોલકલ્પિત નથી ખરુ જોતા તો આ રીતે કોણ જાણે કેટલાયે ક્ષુદ્ર દેવોએ લોકને પોતાના ભારથી દાબી રાખ્યા હતા. સદ્ભાગ્યે એનુ પ્રમાણ પાલિગ્રથ સુત્તનિપાતની નિદ્દેશ નામની ટીકામા બચી ગયેલુ મળે છે તેમા બરાબર ગીતા જેમ જ બાવીશ દેવતાઓ અને તેના અનુયાયી ભક્તોનો ઉલ્લેખ છે તે યાદી આવી છે

सन्तके समण ब्राह्मणा वतशुद्धिका । ( ऐरावत गजेन्द्राणाम् ) ते हत्थिवतिका होन्ति, (उच्चै श्रवसमश्वानाम् ) ते अस्सवतिका होन्ति (धेनूनामस्मि कामधुक्) ते गोवतिका होन्ति, ते कुक्कुरवतिका होन्ति ते काकवतिका होन्ति, ( वृष्णीना वासुदेवोऽस्मि ) त वासुदेववतिका होन्ति, ते बलदेववतिका होन्ति, ते पुण्णभद्द(वित्तेशो यक्षरक्षसाम् )वतिका होन्ति ते मणिभद्द वतिका होन्ति (वसूना पावकश्चास्मि ) ते अग्गवतिका होन्ति, ( सर्पाणामस्मि वासुकि , अनन्तश्चास्मि नागानाम् ) त नागवतिका होन्ति, ( वैनतेयश्च पक्षिणाम् ) त सुपण्णवतिका होन्ति ( वित्तेशो यक्षरक्षसाम् ) ते यक्खवतिका होन्ति, ( प्रह्लादश्चास्मि दैत्यानाम् ) ते असुरवतिका होन्ति, ( गन्धर्वाणां चित्ररथ ) त गधव्व वतिका होन्ति ( वित्तेशो यक्षरक्षसाम् ) ते महाराजवतिका होन्ति, (नक्षत्राणामह शशी) त चन्दिमवतिका होन्ति, (ज्योतिषा रविरशुमान् ) ते सूयवतिका होन्ति, (देवानामस्मि वासव ) ते इन्दवतिका होन्ति, त ब्रह्मवतिका होन्ति त देववतिका होन्ति ते दिसावतिका होन्ति । निद्देश भा० १ पृ० ७९, (પાન ૩૧૦ પર પણ આ યાદી પુનરુક્ત થાય છે)

અર્થાત્ કેટલાક શ્રમણ બ્રાહ્મણો એવા છે જેઓ વ્રત દ્વારા આત્મશુદ્ધિ કરે છે. તેઓ હાથીના વ્રત ધારણ કરે છે,

તેઓ અશ્વવ્રત ધારણ કરે છે, વગેરે.

આ યાદીનું વર્ગીકરણ નીચે પ્રમાણે થઈ શકે.

૧. પ્રાકૃતિક જગતની શક્તિઓ - ચંદ્રમા, સૂર્ય, અગ્નિ, દિશા

૨. પશુવિષયક સંપ્રદાયો હાથી, ઘોડો, ગાય, કતરો, કાગડો.

૩. ભૂતપ્રેતાદિ નાગ, સુપર્ણ, યક્ષ, અસુર, ગંધર્વ, પૂર્ણભદ્ર, મણિભદ્ર, મહારાજ.

૪. ભાગવત સંપ્રદાય વાસુદેવ, બલદેવ

૫ વૈદિક દેવતાઓ ઇન્દ્ર, બ્રહ્મા, દેવો

આ જાતની એક યાદી 'મિલિંદ પન્હ'મા પણ આવે છે. એમાં પિશાચ, મણિભદ્ર, પૂર્ણભદ્ર, ચંદ્ર, સૂર્ય, કાલી દેવતા, શિવ, વાસુદેવ વગેરેના ગણોનો ઉલ્લેખ છે[1] સિંહલી ટીકામા એ ગણોને તે તે દેવતાના ભક્ત (भक्तियो) કે માનનારા કહ્યા છે નાગસેનનું કહેવું છે કે તેઓ પોતાના ગણમા જ પોતાનુ રહસ્ય જાળવે છે, બીજાને બતાવતા નથી (तेसं वेस रहस्स तेसु वेसु गणेसु येव चरति, अवशेपानम् पिहितम्) આ સૂચિમા જણાવેલા મણિભદ્ર, પૂર્ણભદ્ર, શિવ, કાલી વગેરે દેવતાઓના ભક્તો પોતાના સંપ્રદાયની ધાર્મિક ક્રિયાઓ

---

1 मल्ला अतोण पब्बता धम्मगिरिआ, ब्रह्मगिरिआ मटका, नखका, लंघका, पिशाचा मणिभद्दा पुण्यभद्दा चन्दिमसुरिया, सिरिदेवता, कालिदेवता, सिवावसुदेवा धनिका, असिपाशा, भद्दिपुत्ता ।

मिलिन्द पञ्हो-४-४-५

પોતાનામાં જ સીમિત રાખતા હશે; બીજાને ઉપદેશ નહીં કરતા હોય. જેવી રીતે નટો, નર્તકો, લંઘકો પોતાની ક્રિયા-વિધિને પોતાના સમુદાયમાં જ સીમિત રાખે છે તેમ એ કરતા હશે. આ સૂચિઓમાં ગણાવેલા અનેક પ્રકારના મતો અને સંપ્રદાયોની શી વિશેષતા હતી અને એનું રહસ્ય શું હતું તે પ્રાચીન ધાર્મિક ઇતિહાસના સંશોધનનો રોચક વિષય છે. બેએક ઉદાહરણોથી એના પર કંઈક પ્રકાશ નાખી શકાય એમ છે. જેમ કે મજ્ઝિમ નિકાયના કુકકુરવતિક સુત્ત(સંખ્યા ૫૧)માં પુણ્યકોલિયપુત્ર ગોવ્રતિક હતો એમ જણાવ્યું છે. સેનીય અચેલ કકકુરવ્રતિક પર ટિપ્પણી કરતાં બુદ્ધઘોષે લખ્યું છે: ગોવ્રતિક લોકો ગોવ્રત લઈને માથા પર શીંગડું રાખી પાછળ પૂંછડું બાંધી ગાયોની સાથે ઘાસ ખાતા ફરતા હતા. એ જ રીતે કુકકુર વ્રતિક લોકો કૂતરાના જીવન જેવું વ્રત લઈને એ જ પ્રકારની ચેષ્ટાઓ કરતા હતા.[1] નૈતિક આચારમાં પણ એ લોકો ઘણા શિથિલ હોવાનો સંભવ છે. જેમકે મત્સ્યપુરાણમાં ઉલ્લેખ છે કે સૌરમેય ધર્મને માન-નાર ગમ્યાગમ્ય, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય વિષયોમાં કોઈ જાતનો નિયમ પાળતા ન હતા.[2]

---

१ गोवत्तिकोति समादिन्न गोवतो सिसे सिंगानं ठपेत्वा नंगुट्ठ बन्धित्वा गावीहि सद्धि तिणानि खदंतो वियचरति । कुक्कुरवति-कोति समादिन्न कुक्कुरवतो सब्ब सुनककिर्यं करोति ।

पपञ्चसूदनी ३।१००

२. वृषभ उवाच–

नास्माक विद्यते तात पातक स्तेयमेव च ।
भक्ष्याभक्ष्यं तथा चैव पेयापेय तथैव च ॥

द्विपदा बहवो ह्येते धर्म एष गवां स्मृत· ।
कार्याकार्ये न वा गम्यागमन च तथैव च ॥

मत्स्यपुराण ४८।५९–६०

## ૧૪ શ્રી દેવતા

મિલિન્દપન્હની સૂચિમા શ્રી દેવતાના ભક્તોનો ઉલ્લેખ છે જૂના જમાનામા લોકમા શ્રી દેવીની પણ બહુ માન્યતા હતી જે રીતે અનેક નાના દેવોના સમન્વયની ધારાનો અંત ભાગવતોના વાસુદેવ કૃષ્ણમા થયો તે જ રીતે અનેક નાની મોટી સ્ત્રી દેવીઓની પૂજા-માન્યતાની ધારા શ્રી લક્ષ્મીની પૂજા માન્યતામા વિલીન થઈ ગઈ શ્રી લક્ષ્મી પણ વિષ્ણુની પત્ની મનાવા લાગી આ રીતે ભાગવતોના હાથમા વિષ્ણુ અને લક્ષ્મીનો આદર્શ એક જાતનુ આકર્ષક રસાયન બની ગયો એ પારસના સ્પર્શથી જનશ્રદ્ધાની ઘણી કાચી ધાતુ સુવર્ણ બની ગઈ શ્રી અને લક્ષ્મી આ દેવીઓનો ઉલ્લેખ યજુર્વેદમા આવેલો છે અથર્વવેદમા કહ્યુ છે કે જ્યારે મનુષ્ય જન્મે છે ત્યારે સો લક્ષ્મીઓ પણ તેની સાથે ઉત્પન્ન થાય છે તે પાપિષ્ઠા અને શિવા એવી બે પ્રકારની હોય છે જે પાપથી ખરડાયેલી હોય છે તેમને માણસ પોતાથી દૂર કાઢે છે અને જે કલ્યાણરૂપા છે એમને જીવનમા આશ્રય આપે છે[1] એ સો લક્ષ્મીઓ મૂળમા એક જ લક્ષ્મીના અનેક રૂપોની કાવ્યમય કલ્પના છે શ્રી અને લક્ષ્મી એ બને કલ્પનાઓ પણ અંતે એકમા મળી ગઈ વિરાટપર્વમા દેવીઓની ગણના કરતી વખતે વિષ્ણુ સાથે શ્રી, દામોદર સાથે લક્ષ્મી, ઇન્દ્ર સાથે શચી, શકર સાથે રુદ્રાણી, બ્રહ્મા સાથે સાવિત્રી અને ગુહ

[1] एकशत लक्ष्म्यो मर्त्यस्य साकं तन्वा जनुषोऽधिजाता । तासां पापिष्ठा निरितः प्रहिण्म । शिवाऽस्मभ्य जातवेदो नियच्छ ।
(अथर्व० ७ ११५।३)

સાથે પદ્મીનો ઉલ્લેખ છે. (વિરાટ પર્વ, પૂના સંસ્કરણ, પૃ. ૭૭, શ્લોક ૩૪૭.) પણ એ સૂચિ બહુ પાછળની છે. વસ્તુતઃ ધાર્મિક માન્યતામાં શ્રી અને લક્ષ્મી એક દેવી મનાવા લાગી. એને જ પદ્મા શ્રી કહી છે. શાંતિપર્વ અધ્યાય ૨૧૮માં શ્રી, ભૂતિ અને લક્ષ્મી એ ત્રણેનો સમન્વય કરાયો છે :

भूतिर्लक्ष्मीति मामाहुः श्रीरित्येवं च वासव ।
अहं लक्ष्मीरहं भूतिः श्रीश्चाहं बल्सूदन ॥

(शांति० २२१।२१)

કમળ પર ઊભેલી પદ્મા શ્રીનો ઉલ્લેખ મહાભારત અને રામાયણ બન્નેમાં આવે છે. શાંતિપર્વમાં કહ્યું છે :

नक्षत्रक्लाभरणा ताराभक्तिसमस्रजम् ।
श्रियं ददृशतुः पद्मा साक्षात् पद्मतलस्थिताम् ॥

(शांति० २२१।१४)

એટલે કે દેવી પદ્મા શ્રી નક્ષત્રો જેવાં આભરણો અને તારાઓની માળા પહેરતી હતી. આ ઉલ્લેખ ઈરાની દેવી અનાહિતાની યાદ આપે છે. એ નક્ષત્રોનાં આભૂષણોથી શોભિત મનાતી હતી. બીજે એક ઠેકાણે પદ્મા શ્રી દેવીએ પ્રકટ થઈને સાક્ષાત્ દર્શન દેવાનો ઉલ્લેખ છે.

अभ्यगात् पद्मरूपा श्रीः स्वयमेव शरीरिणी । (आरण्यक० २२९।३)

રામાયણમાં જ્યારે ભરતે રામને પાછા લાવવા પોતે જ વનમાં જશે એવો વિચાર જનતા પાસે પ્રકટ કર્યો ત્યારે ત્યાં ઊભેલી જનતાએ એના આ ભાષણથી પ્રભાવિત થઈને આ રીતે પોતાના ઉદ્‌ગાર કાઢ્યા, 'હે ભરત, જ્યેષ્ઠ કુમાર માટે પૃથિવી ત્યજવાની ઇચ્છા તારા મનમાં પેદા થઈ છે એટલે

લાગે છે કે તારા ઉપર અત્યારે સ્વયં દેવી પદ્મા શ્રી આવીને ઊભી રહી છે.'

> एवं ते भाषमाणस्य पद्माश्रीरुपतिष्ठताम् ।
> यस्त्वं ज्येष्ठे नृपसुते पृथिवीं दातुमिच्छसि ॥ (अयोध्या० ७९।१५)

કમલવનમાં કમલો ઉપર ઊભેલી પદ્મા શ્રી દેવીને કમલોની માળા પહેરનારી (पद्ममालिनी) અને હાથમાં કમલ ધારણ કરનારી કહી છે. આ દેવીની બન્ને બાજુ બે હાથીઓ કેસર અને પત્રોવાળાં કમળ સૂંઢોમાં ચડાવીને એની પૂજા કરે છે. આવી આ દેવીએ પોતાના બન્ને હાથ અભયમુદ્રામાં રાખ્યા છે.[1] દેવી પદ્માશ્રીની આ મુદ્રા લોકમાં ગજલક્ષ્મીના નામે પ્રસિદ્ધ થઈ.

એમ જણાય છે કે શ્રીના જેવી બીજી એક દેવી માયા નામે હતી. એની પરંપરા કદાચ શ્રીથી પણ વધારે જૂની હોય. ઉપનિષદોમાં માયાને પ્રકૃતિનો પર્યાય કહી છે: मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरम् (શ્વેતાશ્વતર). શતપથ બ્રાહ્મણ (૧૩।૪।૩।૧૧) પ્રમાણે માયા એ અસુરવિદ્યાનો પર્યાય છે. સંભવતઃ જેના વડે પૃથ્વી પોતાના સ્થાનમાં સ્થિર છે એવી અસુરોની આ માયા કે શક્તિ માયાદેવીરૂપે મનાવા લાગી.[2]

---

१. नियुज्यमानाश्च गजाः सुहस्ताः
सकेशराश्चोत्पलपत्रहस्ताः ।
बभूव देवी च कृता सुहस्ता
लक्ष्मीस्तथा पद्मिनी पद्महस्ता ॥ सुन्दरकांड ७।१४

२. दृहस्व देवि पृथिवि स्वस्तय आसुरी माया
स्वधया कृतासि जुष्टं देवेभ्यः इदमस्तु
हव्यमरिष्टं त्वमुदिहि यज्ञे अस्मिन् । यजुर्वेद, ११।६९

શાંતિપર્વના એક ઉલ્લેખમાં સ્પષ્ટ રીતે માયાને અસુરોની દેવી કહી છે અને એ દેવીને ઉપમાન માનીને શ્રીના તેજ તથા સૌંદર્યનું વર્ણન કર્યું છે :

> का त्वं तिष्ठसि मायेव दीप्यमाना स्वतेजसा ।
> हित्वा दैत्येश्वरं सुभ्रु त्वं ममाचक्ष तत्त्वतः ॥ शांति. २१८।६

આ વાક્ય શ્રીદેવીને સંબોધીને કહ્યું છે : 'હે સુભ્રૂ, પોતાના તેજથી પ્રકાશમાન માયા જેવી દેખાતી તું કોણ છે તે મને કહે.' અશ્વઘોષે પણ માયાદેવતાનો ઉલ્લેખ કર્યો છે.

> तस्य देवी नृदेवस्य माया नाम तदाऽभवत् ।
> वीतक्रोधतमो माया मायेव दिवि देवता ॥
>
> सौन्दरानन्द २।४९

અર્થાત્ રાજા શુદ્ધોદનની માયા નામની રાણી ક્રોધ, અંધકાર અને કપટરહિત દ્યુલોકની દેવી માયા જેવી હતી. આમ માયાની કલ્પના સ્વર્ગની દેવી રૂપે થઈ છે. હનુમાને સીતાને જોઈને પહેલાં તો માન્યું કે આ નંદનવનની દેવતા છે.

> अवेक्षमाणस्तं देवीं देवतामिव नन्दने । सुन्दर० ३०।२

જોકે અહીં નંદનવનની એ દેવીનું નામ કહ્યું નથી પણ આ ઉલ્લેખ માયા માટે જ છે. એમ લાગે છે કે માયા-દેવીને માટે ફક્ત 'દેવતા' એટલો શબ્દ વપરાવા લાગેલો. સભાપર્વમાં રાજા બૃહદ્રથ સુવર્ણના જેવી દીપ્તિવાળી જરા-દેવીને જોઈને પૃછે છે: 'હે પુત્રપ્રદાયિની દેવી, તું કોણ છે? હે કલ્યાણી, તારા મનમાં જે ઇચ્છા હોય તે મને કહે. તું મને દેવી જેવી લાગે છે.' દૈત્યેશ્વર કે અસુરોની દેવી ગણાતી

આ માયાદેવી સ્વર્ગના નંદનવનની દેવી કેવી રીતે બની ગઈ? આ પ્રશ્ન આપણને પ્રાચીન ભારતીય ધાર્મિક ઇતિહાસના પ્રાગૈતિહાસિક સમય તરફ લઈ જાય છે. જ્યારે અસુર અને આર્ય સંસ્કૃતિ એકબીજાના સંપર્કમાં આવ્યાં અને પરસ્પર વચ્ચે કંઈક આપલે શરૂ થઈ ત્યારે અસુરોની આ દેવી પોતાના વિશિષ્ટ પ્રભાવને કારણે આર્યમાન્યતામાં પણ પૂજવા લાગી. એની પદવી અને પ્રતિષ્ઠામાં કોઈ પ્રકારની કમી ન થઈ, પણ કલ્યાણ કરનારી દેવીરૂપે તે ધીમે ધીમે આ દેશની શ્રીદેવીમાં મળી ગઈ. લક્ષ્મીની એક સંજ્ઞા 'મા' લોકપ્રસિદ્ધ છે. એ નામ પણ માયા નામ જ સૂચવે છે. પ્રાકૃત ભાષામા 'મા' લક્ષ્મીનું વાચક છે. 'માયિ', 'માયિઆ' એના રૂપાંતર થાય છે. (पाइय सद्द महण्णवो પૃ. ૮૪૭). ભરહુતની શિલ્પકલામાં એક દેવીની મૂર્તિ મળે છે. એને વચલા અભિલેખમાં 'સિરિમા' દેવતા કહી છે. એ માયા દેવતાની જ મૂર્તિ લાગે છે. એને માયા, માયા દેવતા, દેવના, મા, સિરિમા કે ફક્ત શ્રી અને મા પણ કહેતા.

માયા દેવતા અને શ્રી આ બન્નેનો ભારતીય કલા પર ખૂબ પ્રભાવ પડયો. બૌદ્ધ, જૈન, હિન્દુ આ ત્રણેય ધર્મોમાં શ્રી, લક્ષ્મી કે ગજલક્ષ્મીની માન્યતા મળે છે. તે જ પ્રમાણે આ ત્રણે ધર્મોની કળાઓમાં પણ એની મૂર્તિ કોતરેલી કે ઘડેલી જોવા મળે છે. ઉદયગિરિ – ખંડગિરિની જૈન ગુફાઓના મુખ પર આ દેવીની મૂર્તિ છે. એ જ રીતે સાંચી અને ભરહુતમાં પણ અનેક વાર એનું ચિત્રણ થયું છે. મથુરાની શુંગ અને કુષાણ કલામા પણ શ્રી, લક્ષ્મી અને ગજલક્ષ્મીની ઘણી મૂર્તિઓ મળી છે. ગુપ્ત કલામાં અજંતામાં, એલોરાના કૈલાસ મંદિરમાં અને એ પછીનાં અનેક મંદિરોનાં મૂર્તિશિલ્પોમા

તથા અનેક ચિત્રોમાં આ દેવીનું રૂપ જ મળે છે. લોકમાં પણ એની પરંપરા બરાબર ચાલુ રહી. દીપાવલી લક્ષ્મી-પૂજનનું સૌથી મોટું પર્વ મનાય છે. એ વખતે માટીનાં રમકડાં રૂપે ગજલક્ષ્મીની મૂર્તિઓ લાખોની સંખ્યામાં બને છે અને પ્રત્યેક ઘરમાં એની પૂજા થાય છે. ખરું કહીએ તો શ્રી લક્ષ્મી જેટલી લોકવ્યાપી બીજી કોઈ દેવી મળવી દુર્લભ છે. છેલ્લાં અઢી હજાર વર્ષથી શાસ્ત્રીય શિલ્પ અને લોકશિલ્પ બન્નેમાં એની મૂર્તિઓ બનાવાતી રહી છે અને બધા માટે એ એક-સરખી પ્રિય રહી છે.

કુષાણકાળ અને શુંગકાળની કળામાં એનાં ત્રણ રૂપો મળે છે. આ દેવીની મૂર્તિઓનો પહેલો પ્રકાર એવો છે કે એક અત્યંત સુંદર સ્ત્રીની મૂર્તિરૂપે એનું અંકન થાય છે. એના વાળ કમળથી સજેલા અને શરીર અનેક આભૂ-ષણોથી અલંકૃત દેખાડેલું હોય છે. એના ચોટલામાં અંકુશ, પરશુ, ધ્વજ, દર્પણ, નાગમુદ્રા, શ્રીવત્સ વગેરે માંગલિક ચિહ્નો હોય છે. આ જાતનાં માટીનાં રમકડાં મથુરા, અહિ-ચ્છત્રા વગેરે પ્રાચીન સ્થળોના ખોદકામમાં મળ્યાં છે. દેવીના હાથમાં કમળ આપેલા નથી હોતાં. આ જાતની એક અતિ ભવ્ય મૂર્તિ કૌશાંબીમાંથી મળી હતી. એ અત્યારે ઑક્સ-ફર્ડના ઈંડિયા મ્યૂઝિયમમાં રાખેલી છે. દેવીના આ રૂપમાં માતૃદેવીની પરંપરા અત્યંત સ્પષ્ટ છે. એનાં માંગલિક ચિહ્નો એમ સૂચવે છે કે એનો સંબંધ રહસ્યમય શક્તિ સાથે છે. ખરી રીતે તો આ જ શક્તિ આસુરી માયા હતી. આ માંગ-લિક ચિહ્નોના આધારે આ દેવી જ માયાદેવી હોવાની સૌથી વધારે સંભાવના છે. ભારત બહાર પણ માતૃદેવીને માંગલિક ચિહ્નો હતાં. માતૃદેવીની સૌથી સ્પષ્ટ ઓળખાણ એણે માંગ-

લિક ચિહ્નોનું રક્ષાસૂત્ર કે હાર પહેર્યો હોય એ હતું. અતરગતિ નામની દેવી આ જાતનો હાર પહેરતી હતી. એમાં માદળિયાં કે નાનાં નાનાં માંગલિક ચિહ્નોનાં તાવીજ પરોવાતા હતાં. ગ્રીસની માતૃદેવી સિબેલી ત્યાંની બધી માતૃદેવીઓમા સૌથી વધુ પ્રતિષ્ઠાવાળી પૃથ્વીદેવી મનાતી હતી, અને જેની પૂજા ગ્રીક સંસ્કૃતિના ઉદય પહેલાં એક હજાર વરસ પહેલા ફ્રિજિયા દેશમાં પ્રચલિત હતી, તે માતૃદેવી બધે ઠેકાણે રક્ષાસૂત્રો કે માંગલિક ચિહ્નો પહેરેલી જ આલેખાઈ છે પણ એનાં આ ચિહ્નો હાર રૂપે નહીં પણ એની હારયષ્ટિમા પરોવાયેલાં રહેતાં. મથુરા અને અહિચ્છત્રામાથી મળેલી મૂર્તિઓમાં કેટલાંક માંગલિક ચિહ્નો તો હારમાં લટકતાં બતાવેલાં છે અને કેટલાંક જમણી કે ડાબી બાજુ ખોસેલા બતાવ્યા છે. (જુઓ મારો લેખ: अहिच्छत्राके खिलौने, ચિત્રસંખ્યા ૧૬, ૧૧, ૧૨, ૧૪, ૨૩. ૨૫.), મથુરાની કેટલીક મૂર્તિઓમાં આ દેવીનો કેશપાશ નાગમુદ્રા નામના માગલિક ચિહ્નથી અલંકૃત કરેલો દેખાડયો છે. એ આધારે આપણે એમ માની શકીએ કે માંગલિક ચિહ્નોથી અલંકૃત આ દેવી ભારત અને એના પડોશી દેશોમાં ફેલાયેલી માતૃદેવીઓના બૃહત પરિવારનું એક અંગ હતી. એના ભારતીય નામ વિષે એક અણધારેલા સ્થળેથી મૂલ્યવાન પ્રકાશ પડે છે. શ્રી જોન્સ્ટને[૧] ઓક્સફર્ડમાં સુરક્ષિત કૌશાંબીની એક વિશિષ્ટ મૂર્તિનું અધ્યયન કરતાં એ પ્રમાણ તરફ વિશેષ ધ્યાન દોર્યું છે કે મિસર દેશના ઓક્સિરિંકસ નામના સ્થળેથી એક પેપિરસ કે લિખિતપત્ર મળ્યો હતો, જે ઈ. સ. ની ત્રીજી સદીનો

૧ ઈ એચ જોન્સ્ટન. એ ટેરાકોટા ફિગર એટ ઓક્સફર્ડ, જર્નલ ઑફ ધ ઇન્ડિયન સોસાયટી ઑફ ઓરિએન્ટલ આર્ટનુ મુખપત્ર, ૧૯૪૨ પૃ ૯૪–૧૦૨.

છે. એમાં મિસરની દેવી આઇસિસની સ્તુતિ કરતાં કરતાં એ સમયના સભ્ય જગતની ઘણી માતૃદેવીઓનાં નામ ગણાવતાં એ નામોને આઇસિસની સમાન ગણ્યાં છે. એ સૂચિમાં અતરગતિસ, અસ્તરતે, ઈરાની દેવી નિનાઈઆ અને બીજાં પણ અનેક નામો છે. એમાં જ ભારતની માઈયાનું નામ પણ છે. આ માઈયા જ માયા છે એનો ઉલ્લેખ શ્રી લક્ષ્મીથી પણ પહેલાંના સાહિત્યનાં પ્રમાણો પરથી અમે ઉપર દેખાડેલો છે. એટલે મથુરા, અહિચ્છત્રા, કૌશાળી વગેરે સ્થાનોમાંથી મળેલી શુંગકાલીન આ સ્ત્રીમૂર્તિઓનો પરિચય માયા દેવતા નામની માતૃદેવી તરીકે જ સુસંગત લાગે છે.

આ પ્રકારના માંગલિક ચિહ્નોના બનેલા હારો આગળ જતાં સંસ્કૃતમાં અષ્ટમંગલક માલા કહેવાવા માંડયા. આ શબ્દનો રૂઢ પ્રયોગ બાણભટ્ટે હર્ષચરિતમા કર્યો છે. તેમાં અઢાર દ્વીપોની અષ્ટમંગલક માલા પહેરેલી પૃથ્વીનો ઉલ્લેખ આવ્યો છે. (હર્ષચરિત, એક સાસ્કૃતિક અધ્યયન.) આ માયા દેવતાની મૂર્તિઓ જે સમયની છે લગભગ તેજ યુગની સાંચીની કલામાં એક તોરણસ્તંભ પર આ જાતની બે મંગલક માલાઓ દેખાડેલી છે. (ફર્ગુસન : ટ્રી ઍન્ડ સર્પેન્ટ વર્શિપ, ફલક ૩, પૃ. ૪). આ માલાઓમા નીચે લખેલાં માંગલિક ચિહ્નો છે· અંકુશ, દર્પણ, કાતર, શ્રીવત્સ, વૈજયંતી, નંદિપદ, મીનમિથુન, કુઠાર. એમાંથી કેટલાંક તો ઉક્ત માટીની મૂર્તિઓની વેણી અને હારયષ્ટિમાં પરોવેલાં મળે છે તે જ છે. અહીં ખાસ કરીને શ્રીવત્સ ચિહ્ન તરફ ધ્યાન દોરવું જરૂરી છે. આ ચિહ્ન આગળ જતાં શ્રી કે લક્ષ્મીદેવીનું સૂચક મનાવા લાગ્યું શ્રીવત્સ નામથીજ એ વાત સમજાય છે. ભારતીય કલામાં ગજલક્ષ્મીની એવી મૂર્તિઓ

પણ છે જેમાં આ લક્ષ્મીદેવી શ્રીવત્સરૂપે જ આલેખાઈ છે.[1] દીપાવલીની પૂજા વખતે આજે પણ શ્રીવત્સરૂપે જ લક્ષ્મીની આકૃતિ દીવાલ પર ચિતરાય છે. એને પશ્ચિમોત્તર પ્રદેશમાં સૌરતીના નામે પૂજે છે. એની સાથે જ ખાંડ અને માટીના રમકડા રૂપે પણ ગજલક્ષ્મીની પૂજા થાય છે.

માયાદેવી ઉપરાંત પ્રાચીન કાળની બીજી લક્ષ્મીમૂર્તિઓ બે પ્રકારની છે. એક તો કમળ પર કે કમળ વચ્ચે ઊભેલી કમળનાળ હાથમાં પકડેલી શ્રીમૂર્તિ. એ મૂર્તિમાં હાથીનું ચિત્ર થતું નથી. બીજું એ જ લક્ષ્મી જેવું રૂપ. પણ એમાં હાથીઓ લક્ષ્મીનો અભિષેક કરે છે. એમાંની પહેલી કહી તે શ્રીલક્ષ્મી કે પદ્મા શ્રી, અને બીજી ગજલક્ષ્મીની મૂર્તિ છે. વાયુપુરાણમાં દેવીનાં છપ્પન નામ ગણાવ્યાં છે. એમાં લક્ષ્મી, ષષ્ઠી, ભદ્રા, રેવતી, એકાનંસા, મહિષમર્દિની, કાત્યાયની, ઉમા, હૈમવતી, ગૌરી વગેરે નામો પણ છે.[2] છેવટે એમાં કહ્યું છે કે મહાદેવીનાં પ્રજ્ઞા અને શ્રી એટલે કે શ્રી અને સરસ્વતી એ જ બે રૂપ છે. એમાંથી હજારો દેવીઓ ઉત્પન્ન થઈ અને જગતમાં વ્યાપ્ત થઈ. (વાયુપુરાણ, ૮૫ : ૯૭). આ શ્લોકનાં પ્રજ્ઞા અને શ્રીને વાંચીને કાલિદાસનાં શ્રી અને સરસ્વતીની યાદ આવે છે. એ બન્નેને કવિએ નિસર્ગભિન્ન કહી છે.[3] આ પ્રકરણમાં આવેલી દેવીઓની સૂચિ શુંગ,

---

૧. શિવરામ મૂર્તિ. ગૉડેસ લક્ષ્મી ઍન્ડ હર સિમ્બોલ્સ. ચિત્ર નં. ૧. કાવેરી પટ્ટમથી મળેલ. મદ્રાસ સંગ્રહાલયની મૂર્તિ.

૨. વાયુપુરાણ, અધ્યાય ૯. ૮૫. ૯૭, ૯૮.
महादेवी कुले द्वे तु प्रज्ञाश्रीश्च प्रकीर्त्यते ।

૩. निसर्गभिन्नास्पदमेकसंस्थमस्मिन्द्वयं श्रीश्च सरस्वती च ।
रघुवंश, सर्ग ६.

કુષાણુ અને ગુપ્તકાલમાં પૂજાતી દેવીઓની લાગે છે. એમનો સમન્વય સ્વયંભૂના મોંમાંથી નીકળેલી એક મહાશક્તિ સાથે થયો છે.

માર્કંડેય પુરાણમાં પદ્મિની નામની વિદ્યાનું વર્ણન આવે છે. લક્ષ્મી એ પદ્મિની વિદ્યાની દેવી મનાતી હતી. એમાં પદ્મ, મહાપદ્મ, મકર, કચ્છપ, મુકુંદ, નંદક, નીલ અને શંખ એવા આઠ નિધિઓની વિવેચના થઈ છે. સોનું, ચાંદી વગેરે ધાતુઓનો વ્યાપાર એટલે કે શરાફીમાંથી પ્રાપ્ત થતી સંપત્તિ એ પદ્મનિધિ છે. એ પેઢીદરપેઢી સ્થિર રહે છે. મોતી, પરવાળા તથા રત્નો વગેરેના ક્રયવિક્રયમાંથી પેદા થતી સાત પેઢી સુધી ચાલનારી સંપત્તિ મહાપદ્મનિધિ કહેવાતી. જાત-જાતનાં હથિયારોનો ક્રયવિક્રય અને શૌર્યવૃત્તિ દ્વારા રાજાઓ પાસેથી જીવિકારૂપે પ્રાપ્ત કરેલો નિધિ તે મકર નિધિ કહેવાય છે. એ એક જ વ્યક્તિના અંગત પરાક્રમથી પેદા થાય છે. તે સંપત્તિ પેઢીદરપેઢી ચાલતી નથી. વ્યક્તિ અનેક વ્યાપાર અને વ્યવહાર કરતી કરતી ઘણી સંપત્તિ ભેગી કરી લે તેને કચ્છપનિધિ કહે છે. એ નિધિનું લક્ષણુ એ છે કે એ જાતની સંપત્તિનો સ્વામી કોઈનો વિશ્વાસ કરતો નથી. ન પોતે ખાય કે ન બીજાને આપે. એ ધનને દાટી રાખે છે. આ કચ્છપનિધિ એક પેઢી સુધી જ રહે છે. કોઈ પુરુષ પૈતૃક સંપત્તિરૂપે પોતાના બાપદાદાઓએ ભેગી કરેલી સંપત્તિ પ્રાપ્ત કરે, અને જો એ પોતે એનો ઉપભોગ કરતો હોય તથા પોતાના મિત્રોને આપતો હોય અને નૃત્ય, ગીત વગેરેના જાણુનાર કલાવંતોને પણુ પોષતો હોય તો આવી સંપત્તિનો સ્વામી મુકુંદનિધિનો સ્વામી થાય છે. આ નિધિ પણુ એક પેઢી જ ચાલે છે. નંદક નામનો નિધિ જેને

ધૃતરાષ્ટ્ર અને વિરૂપાક્ષે પોતે નિર્ણય ન આપતા એમને વિરૂઢક અને વૈશ્રવણ પાસે મોકલ્યા આ બન્નેએ પણ કહ્યુ કે અમે નિર્ણય કરી શકતા નથી તમે શુક્ર પાસે જાઓ શુક્રે એમની વાત સાભળી વિચાર કર્યો કે આ બન્ને મારા પુરુષોની પુત્રીઓ છે હુ એનો નિર્ણય ન કરી શકુ એટલે શુક્રે કહ્યુ 'વારાણસીમા પચશીલોની રક્ષા કરનાર શુચિપરિવાર નામનો એક શેઠ રહે છે એના ઘરમા ઉપયોગમા ન આવેલુ આસન તથા શય્યા છે તમારામાથી જે તેની ઉપર બેસી શકે, સૂઈ શકે તે પહેલા સ્નાનની અધિકારી થઈ શકે'

આ સાભળી કાલકર્ણી તરત નીલ વસ્ત્રો પહેરી, નીલ લેપ લગાડી નીલ મણિના અલકારો પહેરી રાત્રે જ શેઠના મહેલની ઓશરીના દ્વાર પર આકાશમા ઊભી રહી શેઠે એને જોઈ એ એને ગમી નહી શેઠે એને પૂછ્યુ 'કૃષ્ણ વર્ણવાળી તું કોણ છે? તુ કોની પુત્રી છે? કાલકર્ણીએ ઉત્તર દીધો 'હુ વિરૂપાક્ષ મહારાજની ચડિકા, કાલી અને અલક્ષણા એવી કન્યા છુ મારુ નામ કાલકર્ણી છે હુ આપની પાસે રહેવાની આજ્ઞા માગુ છુ શેઠે પૂછ્યુ 'હે કાલી તુ કેવા શીલ અને આચરણવાળા પુરુષ પાસે રહે છે તે મને કહે' કાલકર્ણીએ એનો જવાબ આપ્યો 'મને એવો પુરુષ ગમે છે જે કૃતઘ્ન હોય, કોઈની વાત માનતો ન હોય, ઝઘડાખોર હોય, ઈર્ષાળુ હોય, કજૂસ હોય, શઠ હોય તથા જે પોતાની આવક વ્યસનોમા નષ્ટ કરી દેતો હોય ક્રોધી સ્વભાવનો, વેરી, જૂઠાબોલો, કુનપ ઊભો કરવનાર, કાટા જેવી વાત કહેનાર કઠોર પુરુષ મને બહુ ગમે છે કયુ કર્તવ્ય આજે કરવાનુ છે અને

કર્યું કાલ પર રાખી શકાય એવું છે તે જે સમજી શકતો નથી, શિખામણ દેનાર પર જે ક્રોધ કરે, શ્રેષ્ઠ પુરુષો સાથે જે ઝઘડા કરે, રૂપ વગેરેમાં જે આસક્ત હોય અને બધા મિત્રો જેનો ત્યાગ કરે તે મને બહુ સુંદર પુરુષ લાગે છે. એને મેળવીને હું ખૂબ સુખી થાઉં છું.' આ સાંભળીને શેઠે (બોધિસત્ત્વે) કહ્યું : 'જા કાળવી, અહીંથી ભાગ. મારામાં એવા ગુણ નથી. તું બીજા નિગમ, જનપદ કે રાજધાનીમાં ચાલી જા.' આ સાંભળી કાલકર્ણીએ ગુસ્સે થઈને કહ્યું : 'હું જાણું છું કે તારામાં આ ગુણો નથી. પણ સમાજમાં એવા ઘણા કુલક્ષણા પુરુષો છે. એમની પાસે પૈસા પણ ઘણા છે. હું અને મારો ભાઈ બન્ને એનું સત્યાનાશ વાળીશું. મારે તારી આ સંપત્તિની શી પડી છે?' આમ કહીને તે ત્યાંથી ચાલી ગઈ.

આ પછી સિરિ દેવકન્યા સુગંધિત લેપોથી યુક્ત થઈને, સોનાના અલંકારો પહેરીને ઉપસ્થાન શાળાના દ્વારે પોતાના સોનેરી કિરણો પ્રસરાવતી ઊભી રહી. એને જોઈને બોધિસત્ત્વે (શેઠે) પૂછ્યું : 'તું કોણ છે? કોની પુત્રી છે?' તેણે કહ્યું : 'હું ધૃતરાષ્ટ્ર મહારાજની કન્યા છું. મારું નામ સિરિ અને લખ્ખી (શ્રી લક્ષ્મી) છે. મને લોકો બહુ-પ્રજ્ઞા પણ કહે છે.' શેઠે કહ્યું : 'તું કેવા શીલ અને આચ-રણવાળા પુરુષ પાસે રહેવા ઇચ્છે છે?' સિરિએ કહ્યું : 'જે ઠંડી અને ગરમી, હવા અને તડકો, ડાંસ અને સર્પ, ભૂખ અને તરસ, એ બધાને જીતીને રાતદિવસ પોતાના કામમાં મંડ્યા રહે અને મૃત્યુ આવે તોપણ પોતાનો ઉદ્દેશ ન છોડે, એવો પુરુષ મને પ્રિય છે. જે અક્રોધી, મિત્રવાન, ત્યાગી, શીલવાન, અશઠ, ઋજુ, મિત્રાદિનો

સંગ્રહ કરનાર, મૃદુભાષી છે, જેની ઉપર બીજા વિશ્વાસ રાખે છે, જે ઉગ્ર હોવા છતાં પણ નમ્ર હોય તેવો પુરુષ હું પામું તો જેમ સમુદ્રની લહરો ઊછળે તેમ મારા મનમાં ઉલ્લાસની છોળો ઊઠે. જે મિત્ર કે દુશ્મન સાથે, પોતાથી ઊંચા, સમાન કે નીચા સાથે અર્થ તથા અનર્થનો વ્યવહાર કરતાં એકલો કે જાહેરમાં પોતાના ઉદ્દેશનું જ ધ્યાન રાખે છે, જે ક્યારેય કઠોર વાત કહેતો નથી, એવો માણસ મરી જાય તોપણ હું એની જ થાઉં છું. જે આમાંથી એક ગુણ તરફ પણ પ્રમાદ કરે તેનો હું ત્યાગ કરું છું. મનુષ્ય પોતાની મેળે જ લક્ષ્મી અને પોતાની જાતે જ કુલક્ષ્મી બનાવે છે. કોઈ માણસ બીજા માણસ માટે લક્ષ્મી અને અલક્ષ્મી કરનાર નથી.

> अत्तना कुरुते लक्खीं अलक्खीं कुरु तत्तना ।
> न हि लक्खीं अलक्खीं वा अञ्ञो अञ्ञस्सकारको ।।
>
> सिरि कालकण्णी जातक ३।३८२

શેઠે સિરિની આ વાત સાંભળીને એનું સ્વાગત કર્યું અને કહ્યું- 'કોઈએ ઉપભોગમાં ન લીધું હોય એવું આ આસન અને આ શય્યા તારે માટે છે.' તે દેવી બીજે દિવસે સવારે જ ચાતુર્મહારાજિક દેવલોકમાં પહોંચી અને એણે અનવતપ્ત સરોવરમાં પહેલા સ્નાન કર્યું. તે શય્યા સિરિદેવતાના ઉપયોગમાં આવવાથી શ્રીશય્યા કહેવાઈ. આ કથાનો નૈતિક ઉદ્દેશ સ્પષ્ટ છે. લોકધર્મની દૃષ્ટિએ શ્રીલક્ષ્મી અને કાલકર્ણી, જેને કાલી કે ચંડિકા પણ કહી છે, તેની પરંપરા ચાલુ જ રહી. પૃથ્વીરાજ રાસોમાં લખ્યું છે કે જે દિવસે પૃથ્વીરાજે જન્મ લીધો તે દિવસે કનોજ, ગજની અને પાટણ એ ત્રણે

દેશો પર કાલકણી અડખડાટ હસી કે હવે હું આ બધાનો નાશ કરીશ.[૧]

આ પ્રસંગે દક્ષિણ ભારતની પણ એક માતૃદેવી પર વિચાર કરવો યોગ્ય છે. એનું નામ કોટ્ટવઈ દેવી છે. એ દક્ષિણ ભારતની માતૃદેવી હતી. એની પૂજા બધે પ્રચલિત હતી. એ રાક્ષસી હતી. એ પાછળથી દુર્ગા કે ઉમારૂપે પૂજાવા લાગી. (જુઓઃ 'अहिच्छत्राके खिलौने' પર મારો અંગ્રેજી લેખ, એન્શ્યંટ ઇન્ડિયા, ભાગ ૪, પૃષ્ઠ ૧૫૨. ચિત્ર ૨૦૨-૨૦૩). શ્રી જગદીશચંદ્ર જૈને જૈન સાહિત્યના આધારે કોટ્ટકિરિયામહ અર્થાત કોટ્ટક્રિયા દેવીના ઉત્સવનો ઉલ્લેખ કર્યો છે. (જુઓ : 'લાઈફ ઇન એન્શ્યંટ ઇન્ડિયા,' પૃ. ૨૨૪-૨૫). દુર્ગા જ જ્યારે મહિષ પર સવાર થાય છે ત્યારે તે કોટ્ટક્રિયા કહેવાય છે. (નાયાધમ્મ ટીકા). એ પરથી એમ સમજાય છે કે મહિષાસુરમર્દિની અને કોટ્ટક્રિયા મૂળે એકબીજી સાથે જોડાયેલી કે એક જ પરિવારની ઘોર દેવીઓ હતી. એમની પૂજા આદિમનિવાસી જાતિઓમાં પ્રચલિત હતી. ભાગવતમાં બાણાસુરની માતાનું નામ કોટરા છે.

तन्माता कोटरा नाम नग्ना मुक्तशिरोरुहा । १०।६३।२०

નગ્ન રહેનારી દેવી કોટરા અને દક્ષિણની કોટ્ટવઈ બન્ને એક જ દેવીનાં નામ હતાં. બાણભટ્ટે હર્ષચરિતમાં કોટવીનો ઉલ્લેખ કર્યો છે. એનું દર્શન અપશકુન મનાતું હતું. ટીકાકાર શંકરે કોટવીનો અર્થ નગ્ન સ્ત્રી એવો કર્યો છે. એ લક્ષણ ભાગવત પુરાણની કોટરામાં પણ સમાન છે. કોશકાર કેશવના

---

૧. अवतार लियौ ग्रियिराज पहु । ता दिन दान अनन्त दिय ।
वनयज्ञ देस गज्जनपट्टन । किलकिलत कालकनिय ॥४०॥
संक्षिप्त पृथ्वीराजरासो पृ० ६. हजारीप्रसाद द्विवेदी

મત પ્રમાણે કોટવી એ અંબિકાનું જ એક રૂપ હતું. (કલ્પદ્રુમ કોશ, ઈ. સ. ૧૬૬૦, પૃ. ૩૯૮, શ્લોક ૧૨૭). હેમચંદ્રે (૧૨મી શતાબ્દી) પણ છૂટા વાળવાળી નગ્ન સ્ત્રીને કોટવી કહી છે. (नग्ना तु कोटवी-अभिधान चिन्तामणि ३१९८, टीका : नग्ना विवस्त्रा योषित् मुक्तकेशीग्यागम । कोट्टवे लज्जावशात् याति कोटवी).

કોટવીની પૂજા આદિમ નિષાદ જાતિઓમાંથી ચાલતી લોકમા અનેક નામવાળી ઘોર કે રુદ્રરૂપિણી દેવીઓ સાથે સમન્વય પામતી દક્ષિણથી ઉત્તર સુધી ફેલાઈ ગઈ. કાશી વિશ્વવિદ્યાલયની આસપાસ પ્રાચીન યક્ષપૂજા અને દેવીની પૂજાના અવશિષ્ટ ચિહ્નોની તપાસ કરતાં મને વિશ્વવિદ્યાલયની ભૂમિમા જ કોટમાઈનું એક નાનું મંદિર મળ્યું. એ આ જ કોટવી દેવીનું છે. એ પણ ખબર પડી કે અલમોડા જિલ્લામાં લોહાઘાટથી બાર માઈલ દૂર કોટલગઢ હતો કોટવી બાણાસુરની માતા હતી. એનું ઉપલું અર્ધાંગ કવચથી ઢંકાયેલું અને નીચેનું અર્ધું નગ્ન મનાતું હતું. એવી કથા છે કે એક વાર મહાબલીના પુત્ર બાણાસુર દૈત્યને વિષ્ણુ સાથે યુદ્ધ થયું. ત્યારે દેવોના પ્રયત્નથી દેવી મહાકાલીનો જન્મ થયો. એણે દેવો તરફથી યુદ્ધમાં ઊતરીને અસુરોનો અને એમની રક્ષક દેવી કોટ્ટવીનો પણ વધ કર્યો. કોટલગઢનો અર્થ છે નગ્ન સ્ત્રીનો ગઢ કે નિવાસસ્થાન. (અમૃતબજાર પત્રિકા, ૧૫ મે, ૧૯૫૨, હિલ સપ્લીમેન્ટ પૃ. ૩). આ માહિતીથી એ સમજાય છે કે કોટકિયા, કોટ્ટવઈ, કોટરા, કોટવી કે કોટમાઈની પૂજા દક્ષિણથી માંડીને હિમાલયના અંતરાલ સુધી પ્રચલિત હતી. તપાસ કરવાથી લોકમા એનાં બીજાં પણ પ્રમાણો મળવાં જોઈએ. ઉત્તર ભારત તરફ આવતાં આવતાં કોટ્ટવઈ રાક્ષસીની પૂજાનો મેળ વિંધ્યાચળની મહિષાસુરમર્દિની દેવી સાથે થઈ

ગયો એમ નાયાધમ્મકહાની ટીકા પરથી ખબર પડે છે. મહિષાસુરમર્દિની દેવીની પૂજા ઉત્તર ભારતમાં કુષાણકાળમાં ઘણી વધારે પ્રચલિત હતી એવું મથુરાકલાની મળેલી સેંકડો મૂર્તિઓથી પ્રમાણિત થાય છે. એનો જ સમન્વય કાત્યાયની, ચંડિકા અને ચામુંડા સાથે થયો. માર્કંડેય પુરાણમાં દુર્ગાસપ્તશતીની કથા આ જ દેવીના પ્રોત્કર્ષની વાત કરે છે. એ વખતે મહિષાસુરમર્દિનીને દુર્ગા કે અંબિકાની સમકક્ષ માનીને કલ્યાણદાયિની મહાદેવી માની લેવામાં આવી. ચંડિકા, ચામુંડા, કાત્યાયની આ નામો પાછળ પણ જુદી જુદી સ્થાનિક દેવીઓની પરંપરા હોવાનો સંભવ છે. એનું વિવરણ પ્રાચીન ઇતિહાસના ઝાંખાં પાનાંઓમાં પ્રયત્નપૂર્વક તપાસ કરતાં અને લોકધર્મની પરંપરાને તપાસતાં કદાચ કોઈક વાર મળી જાય.

કોટ્ટકિયા દેવીના મહ કે ઉત્સવનો સમય કયો હશે એ બાબતમાં ભારતીય સંવત્સરના તિથિક્રમનો વિચાર કરવાથી જણાયેલી એક વાત ધ્યાનમાં આવે છે. ચૈત્ર શુકલ પક્ષમાં અને આશ્વિન શુકલ પક્ષમાં દેવીના જે બે મોટા ઉત્સવો હજી સમસ્ત ઉત્તર ભારતમાં ઊજવાય છે તેમાંથી ચૈત્ર શુકલ પક્ષના નવરાત્રનો ઉત્સવ ઉત્તર ભારતની મહિષાસુરમર્દિની દુર્ગાનો ઉત્સવ જણાય છે. એની પૂજાનો ઉત્સવ વિંધ્યાચળમાં ખૂબ ધામધૂમથી થાય છે મૂળે તો વિંધ્યવાસિની આ દેવીનો ઉત્સવ ઉત્તર ભારતનો ઉત્સવ હતો. ઉત્તર ભારતના પશ્ચિમી પ્રદેશોમાં ચૈત્રનો ઉત્સવ જ દેવીનો મોટો ઉત્સવ મનાય છે. એ જ સમયે નગરકોટ કે કોટકાંગડાની દેવીનો ઉત્સવ પણ ઊજવાય છે. આ દેવીયાત્રામા જોડાવા માટે કે દેવીયાત્રા કરવા માટે પંજાબ, રાજસ્થાન તેમ જ ઉત્તરપ્રદેશથી દૂરદૂરના

યાત્રીઓ આવે છે. આ શુક્લ પક્ષમાં થતા દેવીના મહોત્સવ ઉપરથી આદિવાસીઓની અથવા દક્ષિણની કોટ્ટવિયા દેવીની યાત્રા કે મહ નામક ઉત્સવનો સમય જણાય છે. ખરી રીતે તો આ દેવીનું પૂજન મહિષાસુરમર્દિનીના પૂજન કરતાં વધુ ઉગ્ર સાધના દ્વારા થતું હતું. એક તો લોકમાં આ પરંપરા સાથે રામના રાવણ પરના વિજયની વાત જોડાઈ ગઈ એથી પણ એ હવી દક્ષિણની છે એમ સમજાય છે. બીજું, આશ્વિનના નવરાત્રની સમાપ્તિ પછી દેવીનો વિસર્જનઉત્સવ શાબરોત્સવ કહેવાય છે. એટલે કે શબર મુંડા સંસ્કૃતિમાં જે દેવીનો ઉત્સવ પ્રચલિત હશે એની જ પરંપરા આ ઉત્સવમાં ગૃહીત થઈ. આ જ કારણે પૂર્વ પ્રદેશમાં દુર્ગાપૂજાવાળા ઉત્સવનું પશ્ચિમી ભારત કરતા વધુ મહત્ત્વ છે. ખાસ કરીને બંગાળમાં જ્યા શાબર સંસ્કૃતિનું સાન્નિધ્ય વધારે હતું. અને એ સંસ્કૃતિનો જ્યા ઘનિષ્ઠ ધાર્મિક પ્રભાવ પડયો ત્યાં આ અસર વિશેષ થઈ. યોગિની તંત્ર પ્રમાણે કામરૂપમાં કામાખ્યાની પૂજાના દશમા દિવસે શાબરોત્સવ ઊજવાતો હતો (યોગિનીતંત્ર ૬૩/૧૯, વાણીકાંત કાકતિ, ધ મધર ગોડેસ કામાખ્યા, પૃ. ૪૮). યોગિનીતંત્રમાં કામરૂપની દેવીપૂજાને દેશતજ ધર્મ કહ્યો છે. (યોગિની, ૨ા૬ા૬).

સ્થાનિક દેવીઓની જો દેશવ્યાપી તપાસ થાય અને દરેક સ્થળની કિંવદંતીઓ અને સ્થાનમાહાત્મ્યોમાં રક્ષાયેલી ધાર્મિક પરંપરાઓનું તુલનાત્મક અધ્યયન થાય તો ભારતના ધાર્મિક સમન્વયની એક આખી દુનિયા જ પ્રત્યક્ષ થઈ જાય. હિન્દુધર્મની મહાન ચક્કીમાં પડીને અનેક ધાર્મિક માન્યતાઓ અને જનશ્રદ્ધાઓ રાતદિવસ કેવી રીતે દળાતી રહી તથા એમણે પરસ્પરનો ભેદભાવ છોડીને સમન્વય તરફ કેવી રીતે પ્રગતિ

કરી તે આપણે જોઈશું. સ્થાનિક દેવીઓની પૂજા માતૃદેવી કે અંબિકાની રાષ્ટ્રીય પૂજા સાથે મળી ગઈ. કેટલીયે નવી દેવીઓ બહારથી આવીને પણ આ જ પ્રવાહમાં મળી ગઈ હશે. દાખલા તરીકે ગુજરાત–કાઠિયાવાડની રાંદલ દેવીની પૂજા લઈ શકાય. નિમાડ પ્રદેશમાં ચૈત્ર વદ દશમથી વૈશાખ શુદ ત્રીજ સુધીના નવ દિવસ ગણગોરનો ઉત્સવ ધામધૂમથી થાય છે. આ પ્રસંગે આખો પ્રદેશ ગીતથી ગુંજી ઊઠે છે. સૌથી વધારે ગીત રનુદેવી અને એના પતિ (ધણિયેર) સૂર્યના સંવાદરૂપે ગવાય છે. રનુબાઈ નિમાડી લોકગીતોની અધિષ્ઠાત્રી દેવી છે. એક ગીતમાં કહ્યું છે :

> થારો કાઈ કાઈ રૂપ બખાન રનુબાઈ
> સોરઠ દેશસે આઈ ઓ......

'હે રનુબાઈ, તારા કયા કયા રૂપનાં વખાણ કરું ? તું સૌરાષ્ટ્ર દેશથી આવેલી છે.' સૌરાષ્ટ્રથી આવવાનો આ સંકેત મહત્ત્વપૂર્ણ છે. એક ગીતમાં રનુને રાણી કહી છે. બીજામાં રનુબાઈના મંદિરનું વર્ણન છે. એમાં આસન પર રનુબાઈ બિરાજે છે અને પોતાના ભક્તો માટે મંદિરનું દ્વાર ઉઘાડી દે છે. એક ગીતમાં કહ્યું છે કે રનુબાઈ વાંઝણી સ્ત્રીની કૂખ ભરીને તેને એક પુત્ર આપે છે. અમારા મતે આ રનુબાઈ સૂર્યની પત્ની રાજ્ઞીનું જ અપભ્રંશ ભાષા દ્વારા લોકભાષામાં આવેલું ઘસાયેલું રૂપ છે. જેવી રીતે યજ્ઞ શબ્દનો जाग-जन्न, जान અને એમાંથી જન બને છે; જેમ કે યજ્ઞોપવીત શબ્દમાંથી નીકળેલો હિન્દી जनेऊ, ગુ૦ જનોઈ શબ્દ

એને સાબાદિત્યની દેવી રણુદેવી કહી છે.[1] સૌરાષ્ટ્રમાં પોરબંદર પાસે બગવદર અને કિનરખેડામા રન્નાદેવી કે રાંદલદેવીનુ મદિર છે. મત્સ્યપુરાણ, સ્કંદપુરાણ અને વિષ્ણુ ધર્મોત્તર પુરાણ વગેરેના મતે રાજ્ઞી અને નિક્ષુભા સૂર્યની પત્નીઓ હતી એ બન્ને ઉપરાત ઊષા પ્રત્યૂષા પણ સૂર્યની પત્નીઓ મનાય છે. એમ લાગે છે કે સૂર્ય સાથે ઊષા અને પ્રત્યૂષાની પરપરા જૂની અને આ દેશની પોતાની હતી. એની સાથે રાજ્ઞીની અને નિક્ષુભાની પરંપરા બહારથી આવીને ભળી ગઈ ઈરાની મિથ્ર (કે મિહિર) ધર્મ પ્રમાણે મિથ્રના બે પાર્શ્વચર હતા એક રશ્ન અને બીજો નર્શેફ. અમારા મતે આ બન્ને ભારતીય સૂર્યપૂજામા રૂપાંતરિત થઈને રાજ્ઞી અને નિક્ષુભા કહેવાયા પહલવી ભાષામા મિથ્ર કે મિહિરની સહયોગિની દેવીનુ નામ રશ્ન હતુ જેવી રીતે યજ્ઞ અને જશનને એકબીજા સાથે સંબંધ છે તેવી જ રીતે રાજ્ઞ–રશ્નને પણ પરસ્પર ગાઢ સબંધ છે ઈરાની વ્યુત્પત્તિશાસ્ત્ર પ્રમાણે મૂલ યજ્ઞ પરથી જ પહલવી ભાષામા જશ્ન બન્યો છે રાજ્ઞીદેવીની પૂજાનું ચલણ કાઠિયાવાડ–ગુજરાતમાં શા માટે અને કેમ બન્યું એ પ્રશ્ન પર વિચાર કરતા ઈરાની શકો તરફ ધ્યાન જાય છે એમણે લગભગ ૩૦૦ વર્ષ સુધી ઉજ્જયિનીને રાજધાની બનાવી માલવાથી કાઠિયાવાડ સુધીના પ્રદેશ પર શાસન કર્યું. ઈ.સ ની ચોથી સદીના અંતમા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના પ્રતાપે સુરાષ્ટ્રની આ ભૂમિ ક્ષત્રપ શકોના આધિપત્યમાથી મુક્ત થઈ આ જ ઐતિહાસિક પૃષ્ઠભૂમિમાં

---

[1] જુઓ શ્રી એસ શી. ઉપાધ્યાયનો લેખ, 'ચોદમી શતાબ્દીની રાણીદેવીની મૂર્તિ', જર્નલ ઑફ ધી યુ પી. હિસ્ટોરિકલ સોસાયટી. ૧૯૫૦, પૃ ૨૧૩–૨૧૭

રનુબાઈ, રાનદેવ કે રાંદલ માતાની પૂજા ગુજરાત, સૌરાષ્ટ્ર, નિમાડ અને માલવાના વિસ્તૃત પ્રદેશમાં પ્રચલિત થઈ હશે. (જુઓ, जनपद, વર્ષ ૧, અંક ૧, પૃ. ૯૧–૯૨).

આ દેશની લોકસંસ્કૃતિ અત્યંત વિલક્ષણ છે. ઈરાનની રશનદેવી નિમાડની રનુબાઈના રૂપે લોકગીતોનો વિષય બની છે. એક ગીતમાં કહ્યું છે:

> "सोन्ना रूपाका घड़ा घड़िल रेशम लम्बी डोर हो, झालरियो।
> रनुबाओ गंगा झरिया जमना भरिया, जाय कवेरी झपोल हो
> झालरियो....

એટલે કે, "સોના–ચાંદીનો ઘડો બનાવ્યો, રેશમની લાંબી દોરીથી એને બાંધ્યો અને બાળપણની રમતો રમતી રનુબાઈએ એને ગંગામાં જઈને ભર્યો, યમુનામાંથી ભર્યો અને કાવેરી નદીએ જઈને ઝબકોળી ઝબકોળીને ભર્યો." લોકગીતોની કન્યા ગંગાથી કાવેરી સુધી એક અને અખંડ છે. સુદૂર દક્ષિણમાં સમુદ્રતટ પર બનેલા મંદિરમાં શિવનું ધ્યાન ધરતી કુમારી કન્યા જાણે રાષ્ટ્રવ્યાપી આ બધી કન્યાઓનું દૈવી રૂપ છે. તે ઉત્તરના કૈલાસ પર સ્થિત શિવના ધ્યાનમાં અહર્નિશ તપ કરતી કરતી જેની પ્રાણધારા દક્ષિણથી ઉત્તર અને ઉત્તરથી દક્ષિણ સુધી હંમેશ વહ્યા કરે છે એ જ વિરાટ ઐક્યનું એ ચિંતન કરે છે. લોકના ચૈતન્યની આ જ્યોતિ અંદરઅંદર કોણ જાણે ક્યારની બળી રહી છે.

> अन्तश्चरति रोचनाऽस्य प्राणादपानती, व्यख्यन् महिषो दिवम्–

એના જ પ્રતાપે આ દેશની સમન્વયાત્મક સંસ્કૃતિનું નિર્માણ થયું. અહીંના રાષ્ટ્રીય જ્ઞાનાગ્નિમાં એટલે કે હજારો વર્ષથી સંસ્કૃતિના આ રાષ્ટ્રીય અગ્નિહોત્રમાં સ્થળે સ્થળે અસંખ્ય આહુતિઓ નિરંતર નંખાતી રહી છે. એ બધાના

લક્ષહોમ કે કોટિહોમનું પુણ્યફળ એ જ ભારતીય સંસ્કૃતિ છે. ભારતીય લોકસંસ્કૃતિ દેશ અને કાળમાં નિત્ય પ્રવર્ધમાન એક પ્રક્રિયા છે, જે પહેલાં હતી, આજે પણ ચાલુ છે અને ભવિષ્યમા પણ ચાલતી રહેશે. એને પુરાણા કાળના વીખરાયેલા પુરાતત્ત્વો માની એનો તિરસ્કાર નહીં કરી શકાય. એ સસ્કૃતિ તો આજે પણ જીવનના બલથી બલવતી છે. લોકના માનસમા એના પ્રત્યેની આસ્થા ચાલુ છે અને એ માનસને એ રાતદિવસ સમન્વયનું નીલલોહિત રૂપ આપીને એના પર વધુ ગાઢ પાકો રંગ ચડાવે છે ભારતની આ દેવીઓની રાસલીલાનો પ્રારભ પ્રાચીન કાળમાં સંસ્કૃતિના પ્રથમ પ્રભાતે થયો હતો. પ્રત્યેક બે દેવીઓ વચ્ચે એમનો હાથ પકડીને ભારતનો આત્મા પોતે જ તાલ દઈ રહ્યો છે. આ દેશમા સમન્વય જ જીવનનો એકમાત્ર રસ છે. એ જ નિત્ય ફૂલતાફાલતા જીવનને ધારણ કરનાર અહીંની સંસ્કૃતિના લોકતત્ત્વનું વિધાન છે.

## ૧૫. યક્ષમહ—યક્ખમહ

કેળના થડમાં જેમ એક ઉપર એક આવેલાં પડોની અંદર એનો ગર્ભ રહેલો હોય છે, તેવું જ કંઈક ભારતીય સંસ્કૃતિનું રૂપ છે. એમાં અનેક ધર્મોનાં પડો એકબીજા પર ચડતાં જ રહ્યાં છે. જેમ ગંગાના પ્રવાહમાં પડેલા પથરાઓ એકબીજા સાથે અથડાઈને ગોળમટોળ બનતાં એકબીજા સાથે સરળતાથી રહે છે અને રાતદિવસ વધારે ને વધારે અભેદની સ્થિતિ પ્રાપ્ત કરીને અંતે ગંગાની રેતી બને છે અને એમાથી ધરતીની માટીનું નિર્માણ થાય છે, તે જ રીતે આ બધાં વિવિધ સાંસ્કૃતિક પડો એકબીજા સાથે અત્યંત શીતલભાવથી એકરૂપ થઈ ગયાં છે. આ સંસ્કૃતિ અદ્ભુત છે. એનાં બધાં પડોને ખોલીને એનો અર્થ સમજવા પ્રયત્ન કરવો તે રહસ્યમય વ્યાપાર છે. ક્યાંથી શું આવી ગયું, કોણે કેટલુ લીધું અને કોણે કેટલું દીધું એનો સાચો હિસાબ કરવો કઠણ છે. અગ્નિના ઊછળતા સ્ફુલિંગોની જેમ સાંસ્કૃતિક સમન્વયનાં પ્રાચીન તથ્યો જ્યારે પ્રકાશિત થઈને આપણી આંખ સામે આવે છે ત્યારે આપણને વિલક્ષણ આનંદ થાય છે અને આ મહાન સંસ્કૃતિ વિષેની આપણી શ્રદ્ધા વધે છે; અને જેના શ્વાસોચ્છ્વાસમાં સમવાય અને સમન્વય તથા સંપ અને સ્વચ્છંદનો પ્રાણવાયુ ક્રિયાશીલ રહ્યા છે એવી આ જીવન-પ્રણાલી વિષે આપણે આસ્થાવાન થઈએ છીએ. ભારતીય સંસ્કૃતિ બધાં વિભિન્ન તત્ત્વોનો સંગ્રહ કરે છે; નાશ કરવાની એને ઇચ્છા જ નથી. નદી, વૃક્ષ, પર્વત, યક્ષ, નાગ, દેવ,

ભૂમિ વગેરે અનંત દેવી-દેવતાઓની પૂજા-માન્યતાનો સ્વીકાર કરતી આ સંસ્કૃતિ આગળ વધી છે અને એ જ મંથન વચ્ચેથી એણે વિશ્વના કેન્દ્રમાં વ્યાપી રહેલા મહાન દેવ કે અમૃત તત્ત્વને શોધી કાઢ્યું છે.

ભારતીય લોકધર્મના દેવતાઓમાં પ્રાચીન કાળમાં યક્ષની પૂજા લોકમાં સૌથી વધુ વ્યાપક હતી. એક બાજુ એનો ઉલ્લેખ ઋગ્વેદ, યજુર્વેદ, અથર્વવેદ. બ્રાહ્મણ, ઉપનિષદ, ગૃહ્યસૂત્ર, પુરાણ, જાતક, દીઘનિકાય, પાલિસાહિત્યના અન્ય ગ્રંથો. જૈન આગમ સાહિત્ય, ભાષ્યો, ચૂર્ણિકથાઓ, સંસ્કૃત સાહિત્યના કાવ્યકથાગ્રંથો વગેરેમાં આવે છે; તો બીજી બાજુ લોકમાં વીર બરહ્મ રૂપે એની પૂજા બંગાળથી ગુજરાત સુધી અને હિમાલયથી કન્યાકુમારી સુધી આજે પણ પ્રચલિત છે. આ બધી સામગ્રીનો સંગ્રહ કરીને આ વિષયનું અધ્યયન થાય તો સ્વતંત્ર ગ્રંથ જ થઈ શકે. ડૉ. આનંદકુમાર સ્વામીએ 'યક્ષ' નામક ગ્રંથ બે ભાગોમાં પ્રકાશિત કર્યો હતો.[1] ભૂત, પિશાચ, કિન્નર. રાક્ષસ, ગંધર્વ, યાતુધાન, કિંપુરુષ, નાગ, દાનવ આદિ પ્રાચીન દેવતાઓની સૂચિઓમાં યક્ષોનો પણ ઉલ્લેખ આવે છે અને આદિમ લોકધર્મનાં દેવી-દેવતાઓની પંગતમાં એકીસાથે ખભેખભો મિલાવીને યક્ષ પણ દેખા દે છે.

યક્ષો પ્રાચીન કાળમાં સૌથી મુખ્ય દેવતા મનાતા હતા. ધીમે ધીમે તેઓ આર્ય દેવોના સંપર્કમાં આવવાથી આર્ય દેવોનો

૧ યક્ષાઝ, ભાગ ૧, સ્મિથ્સોનિયન ઇન્સ્ટિટ્યૂશન, ૧૯૨૮. યક્ષાઝ, ભા. ૨, ૧૯૩૧. બન્ને ભાગોમા મળીને ૮૭ ચિત્રફલક પણ છે. એમા ભારતીય કલાના આધારે યક્ષ દેવતાઓ વિષે અને સલિલસભવ બીજા દેવતાઓ અને અલંકરણો વિષે ચિત્રો આપેલા છે.

પ્રભાવ વધ્યો અને એમને યક્ષોની તુલનામાં ઊંચું પદ અપાવા લાગ્યું. જેને કોઈક રીતે યક્ષ ન માનવામાં આવ્યો હોય એવો એકેય આર્ય દેવતા મળવો દુર્લભ છે. એટલે કે યક્ષ સાથે ઉપમા આપીને જેનું ગૌરવ કરાયું ન હોય એવો આર્ય દેવતા કોઈ નથી. ધીમે ધીમે એક બાજુ આર્ય દેવતાઓની તુલનામાં યક્ષોનું પદ નીચું ઊતરવા માંડયું. બીજી બાજુ ભૂત, પિશાચ વગેરે ગણોના પરિવારમાં ભળી જવાથી યક્ષોનું રૂપ પણ ક્રૂર અને રૌદ્ર મનાવા લાગ્યું. બૌદ્ધ અને જૈન ધર્મ સાથે પણ યક્ષોનો સમન્વય થયો. અનેક યક્ષ અને યક્ષી બુદ્ધના પ્રભાવમાં આવીને બૌદ્ધ ધર્મના દેવતા મનાવા લાગ્યાં. બૌદ્ધ સ્તૂપોમાં યક્ષ અને યક્ષીની મૂર્તિઓ બનવા લાગી. અશોકના શબ્દોમાં अमिषा देवा मिषाक्ता, એટલે કે, જે દેવતા બૌદ્ધધર્મમાં ભળેલા ન હતા એમને એ ધર્મમાં ભેળવવા માટેનો રસ્તો ખુલી ગયો. એનું ફળ બૌદ્ધ કલામાં તરત જ જોવા મળ્યું. જૈન ધર્મમાં પ્રત્યેક તીર્થંકર સાથે આરક્ષક દેવતા તરીકે એક યક્ષ અને યક્ષી મૂકવામાં આવ્યાં. આ રીતે શું શાસ્ત્રીય ધર્મમાં કે શું લોકનાં દેવી–દેવતાઓની ન્યાતમાં, બધે ઠેકાણે રોકટોક વિના યક્ષાદિક લોકદેવોનો પ્રવેશ થઈ ગયો.

યક્ષોને પાલિ ભાષામાં यक्ख, પ્રાકૃત ભાષામાં जक्ख કહ્યા છે. લોકમાં જાખ, જખાઈયા એ શબ્દો હજી પ્રચલિત છે. સિંહાલી ભાષામાં યક્ષ-યક્ષીને યકા-યકી કહે છે. દક્ષિણ ભારતમાં એને યસ્ક કહ્યા છે. યક્ષ શબ્દની વ્યુત્પત્તિ વિષે મતભેદ છે. રામાયણ પ્રમાણે પ્રજાપતિએ જલ બનાવ્યાં. (अप· सलिलमंमवाः) જળની રક્ષા માટે તેમણે કેટલાંક સત્ત્વો પેદા કર્યાં. એમણે બ્રહ્માને પૂછ્યું કે અમે શું કરીએ ? બ્રહ્માએ

કહ્યુ,'रक्षध्वम्'। (તમે રક્ષણ કરો) ઉત્તરમા કેટલાકે કહ્યુ,'यक्षाम' (અમે ખાઈએ છીએ) 'रक्षाम' (અમે રક્ષણ કરીએ છીએ) रक्षाम' કહેનારા રાક્ષસ થયા અને 'यक्षाम' કહેનારા યક્ષો ' यक्षाम નો અર્થ કુમાર સ્વામીએ ખાઈ જનારા કે ગટકાવી જનારા કર્યો છે ભોજનના અર્થમા તો जक्ष् છે, यक्ष નહી પુરાદિ ગણમા એક यक्ष् ધાતુ છે પણ તે પાછળના સમયનો માલૂમ પડે છે. વૈદિક यक्ष् ધાતુ ભોજનના અર્થમા નહી પણ પૂજા કરવી, સમાન કરવુ વગેરે ધાર્મિક ક્રિયાના અર્થમા પ્રચલિત હતો કીથ વગેરે કેટલાક વિદ્વાનો यज् ધાતુમાથી યક્ષ શબ્દ બનાવે છે એનો અર્થ થાય યજનીય-યજન કરવા યોગ્ય

કેટલાકનો અર્વાચીન મત એવો થવા લાગ્યો છે કે 'યક્ષ' શબ્દ નિષાદ ભાષાના કોઈક શબ્દની સસ્કૃતમા અનુકૃતિ છે

વૈદિક સહિતાઓના સમય દરમિયાન જ યક્ષ અદ્ભુત સ્વરૂપવાળા, સુદર, મહાન શરીરધારી દેવ તરીકે મનાવા લાગ્યા

---

१ प्रजापति पुरा सृष्ट्वा अप सलिलसंभवा ।
तासा गोपयन सत्त्वानसृजन् पद्मसभव ॥९॥
ते सत्त्वासत्त्वकर्तारं विनीतवदुपस्थिता ।
किं कुर्म इति भाषन्त क्षुत्पिपासाभयार्दिता ॥१०॥
प्रजापतिस्तु तान्सर्वान् प्रत्याह प्रहसन्निव ।
आभाष्य वाचायत्नेन रक्षध्वमिति मानवा ॥११॥
रक्षाम इति तत्रान्यैर्यक्षाम इति चापरै ।
भुक्षिताभुक्षितैरुक्तस्ततस्तानाह भूतकृत् ॥१२॥
रक्षाम इति यैरुक्त राक्षसास्ते भवन्तु व ।
यक्षाम इति यैरुक्त यक्षा एव भवन्तु व ॥१३॥

उत्तरकाण्ड, सर्ग ४

હતા એનું પ્રમાણ ઋગ્વેદમાંથી જ મળવા માંડે છે. યક્ષની સૌથી મોટી વિશેષતા એનું અદ્દભુત અને વિલક્ષણ રૂપ હતું. 'હે મિત્ર અને વરુણ, તમારી તે બધી પ્રજાઓ બુદ્ધિથી અમૂર્છિત છે. એમનામાં કોઈ વિચિત્ર આશ્ચર્ય કે યક્ષ દેખાતું નથી.'[1] બીજા મંત્રમા કહ્યુ છે 'હે અદ્દભુત શક્તિવાળા મિત્ર અને વરુણ, અમે તમારા શરીરથી અમારા શરીરોમા યક્ષનું (યક્ષમા રહેલી વિશેષતાનું) આવિર્ભાવન જોઈએ'[2] એમા મિત્ર અને વરુણને અદ્દભુતક્રતુ કહ્યા છે જે વિશેષતા યક્ષમા હોય છે તેનો જ મિત્રાવરુણમા અધ્યારોપ કરીને એવી ભાવના વ્યક્ત થઈ છે કે જ્યારે તારામા પણ તે અદ્દભુત શક્તિ છે ત્યારે યક્ષની અમારે શી પડી છે? તે અમારી પાસે શા માટે આવે? આ બન્ને મંત્રોમા યક્ષના અદ્દભુત રૂપનો સ્વીકાર કરતા વૈદિક દેવતા મિત્ર અને વરુણને એનાથી વિશિષ્ટ માન્યા છે પહેલા મંત્રની વ્યંજના એવી છે કે જેની બુદ્ધિ અવિકસિત છે અથવા હજી જાગૃત નથી થયેલી (અમૂરા) એમને જ યક્ષ જેવા અદ્દભુત કે આશ્ચર્યમય દેવોમા શ્રદ્ધા પેદા થાય છે એક બીજા મંત્રનો ધ્વનિ એવો છે કે જો કોઈ બહેકેલો પડોશી કે આપણો સંબંધી યક્ષસદન(યક્ષના થાનક)મા જાય તો હે અગ્નિ, તુ છુપાઈને પણ એને ત્યા ન જતો[3] પડોશીનો અર્થ યક્ષને માનનારા અનાર્ય જાતિના લોકો અથવા કેટલાક પથભ્રષ્ટ આર્યો, જેઓ યક્ષની પૂજા–માન્યતા કરવા માડ્યા હશે,

---

૧ अमूरा विश्वा वृषणा विमा वा न यासु चित्र ददृशे न यक्षम्।
–ऋक्, ७।६१।५

२. मा वस्यादुभुतक्रतू यक्ष भुजेमा तनूभि । ऋक् ५।७०।४

३ मा कस्य यक्ष सदमिद्धुरो गा मा वेशस्य प्रमिनतो मापे
ऋक्० ४।३।१३

એવો છે. આર્યોના દેવતા અગ્નિનો એવા લોકો સાથે ભૂલેચૂકે પણ સંબંધ ન હોવો જોઈએ. અહીં યક્ષ પછી સદ કે સ્થાનનો ઉલ્લેખ ખાસ નોંધવા જેવો છે. કેમ કે ત્યા ન જવાની ચેતવણી આપી છે. એક મંત્રમાં વૈશ્વાનર અગ્નિને બૃહત્ અને શક્તિશાળી માનવા સાથે યક્ષોનો પણ અધ્યક્ષ કહ્યો છે.[1] આ ચારે મંત્રોમા યક્ષ દેવતાનો ઉલ્લેખ કરતાં એનાથી દૂર રહેવાનો કે એને આર્ય દેવોથી હલકા માનવાનો ભાવ મળે છે, પણ ઋગ્વેદમા જ યક્ષના સુંદર રૂપનો પણ ઉલ્લેખ છે—જે મરુત દેવ અશ્વોની જેમ વેગથી જાય છે તેઓ યક્ષ જેવા સુંદર યુવકોની જેમ સુશોભિત છે.[2] યક્ષ જેવા સુંદર લાગનાર (यक्षदृश) આ કલ્પના પછીના સાહિત્યમા પણ ઘણીવાર મળે છે. વૈદિક ચરણમા પ્રવેશ કરીને બ્રહ્મચારી પોતાના આચાર્ય અને એની વિદ્વત્પરિષદનું દર્શન કરે અને એ જાતની ભાવના કરે કે હું પણ આ પરિષદની દૃષ્ટિમા યક્ષ જેવો પ્રિય બનું. (यक्षमिव चक्षुष प्रियो भूयासम्)[3]

કોઈ પણ અપરિચિત સુંદર સ્રીને મળીએ ત્યારે એનો પરિચય પૂછવા માટે આમ કહેવાતું હતું શું તમે યક્ષી છો?

न देवेषु न यक्षेषु तादृग् रूपवती क्वचित् ।
मानुषेष्वपि चान्येषु दृष्टपूर्वा न च श्रुता ॥

—आरण्यक पर्व० ५०।१३, ६१।११४

---

१ यक्षस्याध्यक्ष तविश बृहन्तम् । ऋक्० १।८८।१३

२ अत्यासोन ये मरुत संचायक्षदृशो न शुभयन्त मर्या ।
ऋक्० ७।५६।१६

૩ ગોભિલ ગૃહ્યસૂત્ર ૩।૪।૨૮ — यक्षमिव चक्षुषा प्रियो वा भूयासम् इति, मन्त्रब्राह्मण, १।७।१४, सपरिषत्कमाचार्यमभ्येत्य ब्रह्मचारी पठति। દ્રાહ્યાયણ ગૃહ્યસૂત્ર, ૩।૧।૨૫ મા પણ એવો જ ઉલ્લેખ છે : उपेत्याचार्यं परिषद प्रक्षेद् यक्षमिव प्रियो भूयासम् ।

સ્વયંવરમાં નળને જોઈને સ્ત્રીઓ વિચાર કરવા લાગી કે આ રૂપ અને આ કાન્તિ કેટલી સુંદર છે! શું આ કોઈ દેવ છે, યક્ષ છે કે ગંધર્વ છે?

अहो रूपमहो कान्तिरहो धैर्यं महात्मन ।
कोऽय देवो नु यक्षो नु गन्धर्वो नु भविष्यति ॥ आरण्यक, ३।५२।१६

બુદ્ધ કે મહાવીરને પણ ઘણીવાર લોકો યક્ષ માની લેતા હતા.

ઋગ્વેદમા 'અદ્ભુત' અને 'ચિત્ર' આ શબ્દોના અર્થમાં 'યક્ષ' શબ્દ વપરાયો છે એ ઉપર કહ્યુ છે. યજુર્વેદમા મનને અપૂર્વયક્ષ કહ્યુ છે (૩૪।૨). અદ્ભુત, અપૂર્વ, ચિત્ર, એ બધાનો અર્થ એક જ છે. આશ્ચર્ય એ યક્ષની સર્વસંમત કલ્પના હતી. (આદિપર્વ, ૨૧।૧૨) યક્ષના આ વિશેષણો ઉપરાંત રાજા શબ્દ તથા ઇન્દ્ર માટે પ્રયુક્ત થયેલું મહત્ વિશેષણ પણ યક્ષ માટે વપરાવા લાગ્યું. ઋગ્વેદમાં કહ્યુ છે કે ભુવનની વચ્ચે કોઈ મહત્ યક્ષ થયું છે. એને બધા રાષ્ટ્રધરો બલિ દે છે.

महद्यक्ष भुवनस्य मध्ये
तस्मै बलिं राष्ट्रभृतो भरन्ति—ऋक्० १०।८।१५

અથર્વવેદમા મહદ્બ્રહ્મ મહદ્યક્ષ માટે જ આવ્યું છે. (૧૩।૨।૧૪). રામાયણમા હનુમાનના મહાન બળને જોઈને રાક્ષસો એને મહદદ્ભુત સમજવા માંડયા.

सर्वथा त महददभुत महाबलपरिग्रहम् । सुन्दरकाड, ४६।६.

દીઘનિકાયમા આદિત્ય ઉપસ્થાન સાથે મહત્ નામના દેવતાનો પણ ઉલ્લેખ છે: आदिच्चुपट्ठान महतुपट्ठान अब्भुज्जलनं-

मिरिव्हायन इति वारूपाय तिरच्छान विज्जाय मिच्छाजीवा पटिविरतो समणो गोतमोति। (ब्रह्मजालसुत्त, भागवतकृत देवनागरी सस्करण, पृ. १२)

એટલે કે, બુદ્ધે મહદ્દુપટ્ઠાન કે યક્ષપૂજાને તિરચ્છાન વિજ્જા અને મિચ્છાજીવ કહી છે. એ જનસાધારણ(पृथुज्जन=पृथक् जन)મા ફેલાયેલી હતી. બુદ્ધે લોકોને ચેતવતાં કહ્યું છે કે આમજનતા એ જાણી લે કે આદિત્યપૂજા, યક્ષપૂજા, સિરિદેવતાનું આવાહન, જંગલમા બળતા મોટા પ્રકાશમાં શ્રદ્ધા–આ જાતની નિરર્થક મિથ્યા વાતોમાંથી ગૌતમ નીકળી ગયા છે. અથર્વવેદમાં પણ વૈશ્રવણ કુબેર અને એના પુત્ર કાબેરકને ઇતર જન કહ્યા છે. (અથર્વવેદ, ૮।૧૦।૫–૯–૧૧).

યક્ષોની એક સંજ્ઞા રાજા પણ છે. આ શબ્દનો પ્રસિદ્ધ પ્રયોગ કાલિદાસે 'મેઘદૂત' માં કર્યો છે. ત્યાં એણે કુબેરને રાજરાજ અર્થાત રાજાસંજ્ઞક યક્ષોનો રાજા કહ્યો છે:

अन्तर्बाष्पश्चिरमनुचरो राजराजस्य दध्यौ—मेघदूत, ११२.

મહારાજનો શબ્દાર્થ છે મોટો યક્ષ અને એ પણ કુબેર માટે વપરાય છે કુબેરને અપાતા બલિને મહારાજબલિ કહેતા. પાણિનિના મતાનુસાર મહારાજ એક દેવતા હતો. (૪।૨।૩૫) અને મહારાજ દેવતાની ભક્તિ કરનાર ભક્તો મહારાજિક કહેવાતા હતા. (૪।૩।૯૭) પાલિ સાહિત્યમા ચાર દિશાઓના રક્ષક ચાર લોકપાલ ચાર મહારાજ (चत्तारो महाराजानो) કહેવાતા હતા. એમાં ધૃતરાષ્ટ્ર નામક દેવતા ગંધર્વોનો અધિપતિ અને પૂર્વ દિશાનો સ્વામી મનાતો હતો. વીરૂઢક કુંભાંડોનો અધિપતિ દક્ષિણ દિશાનો સ્વામી, નાગોનો અધિપતિ વિરૂપાક્ષ પશ્ચિમ દિશાનો સ્વામી અને યક્ષોનો અધિપતિ વૈશ્રવણ ઉત્તર દિશાનો સ્વામી મનાતા હતા. ખરી રીતે

તો એ ચારે મહારાજો યક્ષ તરીકે પૂજાવા લાગ્યા હતા. ભરહુતની વેદિકા પર એમને યક્ષ જ કહ્યા છે.

યક્ષનો સૌથી મહત્ત્વપૂર્ણ પર્યાય બ્રહ્મ હતો. મહાભારતમાં યક્ષમહને બ્રહ્મમહ કહ્યો છે. બક રાક્ષસના મૃત્યુ પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર બધાએ મળીને એકચક્રા નગરીમાં બ્રહ્મમહનું આયોજન કર્યું.

ततस्ते ब्राह्मणाः सर्वे क्षत्रियाश्च सुविस्मिताः ।
वैश्याः शूद्राश्च मुदिताश्चक्रुर्ब्रह्ममहं तदा ॥ आदि० १५२।१८

મત્સ્ય દેશમાં બ્રહ્મનો એક બહુ મોટો મહોત્સવ થતો હતો. એમાં એ જનપદના બધા લોકો તમાશો જોવા એકઠા થતા હતા. એ સમયે મોટા મોટા મલ્લોની કુસ્તી લડાતી હતી. રાજા વિરાટ પોતે જ એ ઉત્સવની વ્યવસ્થા કરતા હતા.[1]

આ બ્રહ્મમહોત્સવ યક્ષમહ કે યક્ષનો જ ઉત્સવ હતો. લોકમાં આજ સુધી યક્ષ માટે બ્રહ્મ શબ્દ પ્રચલિત છે અને યક્ષપૂજા વીર–બરહ્મપૂજા કહેવાય છે. કાશી જનપદમાં હરિકેશ યક્ષનુ મોટું થાનક આજે પણ હરસુ બ્રહ્મના નામે પ્રસિદ્ધ છે. એનું વિવેચન આગળ ઉપર 'વીરબ્રહ્મ' શીર્ષક પરિશિષ્ટમાં થશે.

અથર્વવેદમાં અમૃતથી ઘેરાયેલી બ્રહ્મપુરી અને એમાં રહેનાર વપુષ્માન મહાકાય યક્ષ(आत्मन्वद् यक्ष)નો ઉલ્લેખ છે. એ સૂક્તમાં જોકે મનુષ્યશરીરનું આધ્યાત્મિક વર્ણન છે, તોપણ એ વર્ણનનાં પ્રતીકો પ્રાચીન યક્ષપૂજામાંથી જ

---

१ अथ मासे चतुर्थे तु ब्रह्मणः सुमहोत्सवः ।
आसीत् समृद्धो मत्स्येषु पुरुषाणां सुसंमतः ॥ विराट० १३।१२
આ જ શ્લોકમાં આગળ પ્રક્ષિપ્ત અંશમાં એ મહોત્સવને બ્રહ્મનો સમાજ કહ્યો છે. (समाजे ब्रह्मणो राजन्तथा पशुपतेरपि).

લીધેલાં છે. યક્ષોના નિવાસસ્થાનને બ્રહ્મપુર કહ્યું છે અને બ્રહ્મ એ યક્ષનો જ પ્રાચીન પર્યાય હતો. આ પુરીની બીજી વિશેષતા એ હતી કે એમાં અમૃતનો નિવાસ હતો. યક્ષોને અમૃત સાથે સંબંધ હતો એમ મનાય છે. તેથી આ બ્રહ્મપુરીને અપરાજિતા કહી છે. ત્રીજી વિશેષતા એ કહી છે કે એ પુરીમા હિરણ્યની કોશ હતો. કુબેરના સ્થાનમાં સુવર્ણનો અક્ષય્ય કોશ મનાતો હતો. આ બ્રહ્મપુરી મોટા શરીરવાળા યક્ષોનો નિવાસ હતો એમ મનાતું હતું. આ બધા પ્રતીકો યક્ષપૂજાના જ હતાં.'

### અવધ્ય બ્રહ્મપુર

અમૃતથી વીંટાયેલી અપરાજિતા બ્રહ્મપુરીનાં પ્રતીકોનો વિચાર કરતા અમારું ધ્યાન મહાભારતના એક શ્લોક તરફ જાય છે. એમા આ જ પારિભાષિક શબ્દોનો પ્રયોગ કરીને યક્ષપૂજાનું ચિત્ર ખડું કર્યું છે અને એના અસ્પષ્ટ અર્થો વિષે ટીકાકાર મોટે ભાગે મૌન છે.

---

૧. यो वै ताम् ब्रह्मणो वेद वेदामृतेनावृता पुरम् ।
तस्मै ब्रह्म च ब्राह्माश्च चक्षु प्राण प्रजा ददु. ॥
नवैत चक्षुर्जहाति न प्राणो जरस पुरा ।
पुर यो ब्रह्मणो वेद यस्या. पुरुष उच्यते ॥
अष्टचक्रा नवद्वारा देवानां पूरयोध्या ।
तस्यां हिरण्यय कोश. स्वर्गो ज्योतिषावृतः ।
तस्मिन् हिरण्यये कोशे त्र्यरे त्रिप्रतिष्ठिते ।
तस्मिन् यद् यक्षमात्मनवत् तद् वै ब्रह्मविदो विदु. ॥
प्रभ्राजमानां हरिणीं यशसा स परीवृताम् ।
पुर हिरण्ययी ब्रह्मा विवेशापराजिताम् ॥
अथर्ववेद, १०।२।२९–३३

आत्मना सप्तम कामं हत्वा शत्रुमिवोत्तमम् ।
प्राप्यावध्यं ब्रह्मपुरं राजेवस्यामहं सुखी ॥ शांतिपर्व, मोक्षधर्म १७१।५२

નિર્વેદ કે તૃષ્ણાક્ષયથી જે સુખ થાય છે તે જ અમરત્વ છે. નિયતિવાદીઓના આ દાર્શનિક દૃષ્ટિકોણનું વિવેચન કરતાં કહ્યું છે કે પોતાના બ્રહ્મપુરમાં રહેતો યક્ષ જેવો સુખી થાય છે, તે રીતે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અહંકાર આ છ શત્રુઓને અને શરીરને, એમ સાતેયને વશ કરીને વ્યક્તિ પણ સુખી થાય છે

અહીં રાજા શબ્દનો અર્થ સ્પષ્ટપણે યક્ષ છે. અથર્વ-વેદમાં જેને आत्मन्वत् यक्ष કહ્યો છે તે જ અહીં અભિપ્રેત છે. આત્માનો અર્થ બન્ને જગાએ ભૂતાત્મા કે શરીર છે. મહાકાય કે મોટું શરીર યક્ષની વિશેષતા હતી. મહાભારતના યક્ષ–યુધિષ્ઠિરસંવાદમાં યક્ષને મહાકાય, તાડવૃક્ષ જેવો ઊંચો (तालसमुच्छ्रित.), પર્વતોપમ, મહાબલી, અધૃષ્ય (જેને મૃત્યુ પણ ન દબાવી શકે તેવો), અને અગ્નિ તથા સૂર્ય સમાન ચળકતો ज्वलनार्कप्रतीकाश કહ્યો છે.[1] આ વિશેષણોને આપણે યક્ષની પ્રતિમાઓમાં ચરિતાર્થ થયેલાં જોઈએ છીએ. એ બધાંનું વિવેચન આગળ ઉપર થશે. લોકમાં એમ મનાય છે કે યક્ષો પાસે અમૃત છે અને તેઓ પોતાના ભક્તોને તે અમૃત આપે છે. આ માન્યતાને કારણે જ લોકોએ માની લીધું કે યક્ષો અવધ્ય, અપરાજિત અને અધૃષ્ય છે. આ માન્યતાને

१. विरूपाक्ष महाकाय यक्षं तालसमुच्छ्रयम् ।
ज्वलनार्कप्रतीकाशमधृष्यं पर्वतोपमम् ॥
सेतुमाश्रित्य तिष्ठन्तं ददर्श भरतर्षभ ।
मेघगंभीरया वाचा तर्जयन्त महाबलम् ॥ आरण्यक, २९७।२०–२१

કારણે જ અથર્વવેદમાં યક્ષપુર કે બ્રહ્મપુરને અમૃતથી વીંટાયેલું કહ્યું છે. યક્ષો પાસે અમૃત હોય છે એ જ યક્ષોની વ્યાપક માન્યતા અને એમને વિષેની જનશ્રદ્ધાના રહસ્યનું મોટું કારણ છે. રામાયણમાં યક્ષત્વ અને અમરત્વને પર્યાયો માન્યા છે. મહાભારત પ્રમાણે પિતામહ બ્રહ્માએ વૈશ્રવણ કુબેરને અમરત્વ, ધનનું સ્વામિત્વ અને લોકપાલત્વ એ ત્રણેય વરદાન દીધાં.[1] કુબેરને ત્યાં એક ઘડામાં અમૃત રાખેલું હતું એ યક્ષોના અમરત્વનું કારણ હતું. મહાભારતમાં આ વિશિષ્ટ અમૃત વિષે કહ્યું છે કે એ એક જાતનું પીળું મધ હતું, પણ એ માખીઓએ બનાવેલું નથી (मधु पीतममाक्षिकम्), તે ઘડામાં ઢાંકેલું (कुंभसंमितम्) છે. સર્પો એની રક્ષા કરે છે. કુબેરને એ બહુ પ્રિય છે. જંભની સાધના કરનારા પૂજારીઓનું કહેવું છે કે એને ખાઈને મર્ત્ય માનવી અમરત્વ પ્રાપ્ત કરે છે, ઘરડા જુવાન થાય છે અને આંધળા દેખતા થઈ જાય છે.[2] જંભનો અર્થ યક્ષ અથવા એમના જેવો કોઈ નાનકડો દેવ હોય એમ લાગે છે. જંભની સાધના કરનાર ખાસ પ્રકારના પૂજારીઓ લોકોને આ વિશિષ્ટ અમૃત મેળવી આપવાની

---

१. पितामहस्तु प्रीतात्मा ददौ वैश्रवणस्य ह ।
अमरात्वं धनेशत्वं लोकपालत्वमेव च ।। आरण्यक, २५८।१'`

२. तत्र पश्यामहे चैकं मधु पीतममाक्षिकम् ।
मरुप्रपाते विषमे निविष्टं कुंमसंमितम् ।। २३ ।।
आशीविषै रक्ष्यमाणं कुबेरदयितं भृशम् ।
यत्प्राश्य पुरुषो मर्त्यो अमरत्वं निगच्छति ।। २४ ।।
अचक्षुर्लभते चक्षुर्वृद्धो भवति वै युवा ।
इति ते कथयन्ति स्म ब्राह्मणा जंभसाधकाः ।।२५ ।।
उद्योगपर्व ६२।२३–२५

લાલચ આપતા હતા. બૌદ્ધ સાહિત્યમાં કુબેરને જંભલ દેવતા કહ્યો છે તે આ પરંપરાને આધારે છે. જંભકોની આ વિદ્યા એમનું રહસ્યજ્ઞાન હતું. આ રીતે અમરત્વપ્રાપ્તિ યક્ષની પૂજાનું બહુ પ્રબળ આકર્ષણ હતું. એણે લોકધર્મ તરીકે જનતાના મનને ઘણું પ્રભાવિત કર્યું. યક્ષોની મૂર્તિઓમાં એમના ડાબા હાથમાં અમૃતનો ઘડો બતાવાય છે એનો હેતુ પણ એ જ છે.

અમૃતને કારણે યક્ષોનું સ્થાન અવધ્ય કે અપરાજિત એટલે કે એવું સ્થાન કે જ્યાં મૃત્યુના આક્રમણનો ભય નથી એવું કહવાયું. આગળ જતાં જ્યારે યક્ષોની ધર્મરૂઢિઓ બીજા દેવતાઓ માટે સ્વીકૃત થઈ ત્યારે યક્ષપૂજાની પદ્ધતિએ વિષ્ણુપૂજાનો વિકાસ થયો. જેવી રીતે યક્ષોનાં પુર કે વાડા બનાવાતાં તે જ રીતે વિષ્ણુ કે શિવ માટે પણ ફરતી વંડી-વાળાં થાનકો બનવા લાગ્યાં. પ્રાચીન માધ્યમિકા નગરીની નારાયણવાટિકાના જે લેખની પહેલાં વાત થઈ એમાં સંકર્ષણ અને વાસુદેવ માટે अनिहताभ्याम् सर्वेश्वराभ्याम् કહ્યું છે. સર્વેશ્વર શબ્દનું વિવેચન ઉપર કરેલું જ છે. અનિહત શબ્દનું સામંજસ્ય અવધ્ય અપરાજિત, વગેરે શબ્દો સાથે થઈ શકે. જે ભાવ અવધ્યનો છે તે જ અનિહત શબ્દનો છે. વિષ્ણુ માટે યક્ષ શબ્દાવલીનો એવો સટીક પ્રયોગ થતો હતો કે આ લેખમાં સંક્ષેપમાં એમને માટે અનિહત શબ્દનો પ્રયોગ જરૂરી જણાયો. કૌટિલીય અર્થશાસ્ત્રમાં દેવતાઓની ગણતરી કરતાં વિષ્ણુને અપ્રતિહત કહ્યા છે એનું કારણ પણ એ જ છે. યક્ષોની બ્રહ્મપુરીમાં સુવર્ણના કોશનો પણ ઉલ્લેખ થયો છે. કુબેર ધનપતિ તરીકે પ્રસિદ્ધ છે. એ જ દિશામાં સુવર્ણનો પર્વત મેરુ અને હાટક દેશ પણ આવેલા છે. જાંબુનદ સ્વર્ણ, પૈપીલિક સ્વર્ણ અને અષ્ટા-

પર સ્વર્ણ—આ બધા ઉત્તર દિશામા જ ઉત્પન્ન થયાં હતાં. આગળ જતા કુબેર, શંખ, પદ્મ વગેરે નિધિઓના નિધિપતિ પણ મનાવા લાગ્યા. કુશાણકાલીન મૂર્તિઓમાં પણ લક્ષ્મી કુબેરની શ્રી તરીકે કંડારાઈ છે. રામાયણમા ધનના મોટા સંચય કરનારના ઘરને 'कुबेरभवनोपमम्' કહ્યુ છે. કુબેરનું આ ધન સુવર્ણ જ હતું. ખરું કહીએ તો જેને મધુ કે સોમ કે અમૃત કહ્યુ છે, અને જે કુબેરનો અત્યંત પ્રિય કુભસંમિત કોશ હતો એનો જ પર્યાય સુવર્ણ મનાયું. અમૃત કે સોમ કે મધુના મર્ત્યને અમર બનાવનાર ગુણની કલ્પના દિવ્ય મણિ વિષે પણ થઈ. આ મણિ યુધિષ્ઠિરના કોશમા હતો એમ મહાભારતમા છે જાતકોમા પણ એના આશ્ચર્યકારક ગુણોનો ઉલ્લેખ છે. અથર્વવેદમા સહસ્રવીર્યમણિના મહિમાનું ઘણું વર્ણન આવે છે. (૮।૫।૧૪, मणिं सहस्रवीर्यं वर्म देवा अकृण्वत) એમ લાગે છે કે આ ભદ્રમણિનો સ્વામી મણિભદ્ર યક્ષ, જેને યક્ષોનો રાજા કહ્યો છે તે જ હતો

## બૌદ્ધધર્મમાં યક્ષપૂજા

જે વખતે બુદ્ધે પોતાના ધર્મનો પ્રચાર કર્યો એ વખતે સામાન્ય જનતામા યક્ષપૂજાનું બહુ મોટું સ્થાન હતું. બૌદ્ધ-ધર્મ સ્વીકૃત કરી લીધા પછી પણ ગૃહસ્થોમા અને સાધારણ લોકોમા યક્ષો અને યક્ષિણીઓની માન્યતા એ જ રીતે ચાલતી રહી. બૌદ્ધ સાહિત્યમા, ખાસ કરીને જાતકોના કથા-સાહિત્યમા યક્ષપૂજાના અનેક ઉલ્લેખો આવે છે. યક્ષોને મોટે ભાગે મહર્ધિક એટલે કે ઘણી ઋદ્ધિ અને પ્રભાવ ધારણ કરનારા દેવના કહ્યા છે સારા અને નરસા એવા બન્ને પ્રકારના યક્ષો હતા. દીઘનિકાયના એક ભાગ એવા આટાનાટીય સુત્તમા યક્ષો વિષે મૂલ્યવાન માહિતી મળે છે. યક્ષોના રાજા વેસ્સવણ

પોતે જ બુદ્ધને કહે છે કે મોટે ભાગે યક્ષો બુદ્ધ અને એમના ધર્મને નથી માનતા. બુદ્ધના ઉપદેશો લોકોને અનેક પ્રકારનાં પાપોમાંથી બચવા આગ્રહ કરે છે. તેથી યક્ષોને એ ઉપદેશ ગમતા નથી. કેટલાક યક્ષો બુદ્ધના શિષ્યોને અને ભિક્ષુઓને હેરાન કરે છે, પણ જે મહાયક્ખ હોય છે તેઓ ધર્મમાં સહાયક થાય છે અને દુષ્ટાત્મા યક્ષો પર અંકુશ રાખે છે. મહાયક્ખોની વૈશ્રવણે બનાવેલી યાદીમા ઇન્દ્ર, સોમ, વરુણ, પ્રજાપતિ, મણિભદ્ર, આળવક વગેરે છે. બૂરા યક્ષોના પ્રભાવથી લોકો બચી શકે એવા પ્રતિરક્ષામંત્રના જાપની વાત પણ વૈશ્રવણે કરી છે.

એક બીજો બૌદ્ધ ગ્રથ 'મહામાયૂરી' નામનો છે. એની રચના ઈ. સ.ની ત્રીજી સદીમા થઈ. એમા જુદા જુદા સ્થળે જે જે યક્ષોની પૂજા થતી હતી એ યક્ષોની લાબી યાદી ભેગી કરી છે. એ ગ્રંથમા જણાવ્યા પ્રમાણે કેટલાક યક્ષોના નામ આ પ્રમાણે હતા : રાજગૃહમાં વજ્રપાણિ અને બકુલ, કપિલવસ્તુમાં કાલ અને ઉપકાલક, વિરાટમાં મહેશ્વર, શ્રાવસ્તીમાં બહસ્પતિ, સાકેતમાં સાગર, વૈશાલીમાં વજ્રાયુ, ચંપામાં સુદર્શન, વારાણસીમા મહાકાલ, દ્વારકામા વિષ્ણુ, તામ્રપર્ણીમાં વિભીષણ, ઉરગા(પાંડય દેશની રાજધાની ઉરગપુર)માં મર્દન, બહુધાન્યક(રોહતકની રાજધાની)મા કપિલ, ઉજ્જ-

તક્ષશિલામાં પ્રભંજન, ભદ્રશૈલમાં ખરપોસ્તા, રૌરુક(સૌવીરની રાજધાની)માં પ્રભંકર, લંપાકમાં કલહપ્રિય, મથુરામાં ગર્દભક, પાંડય મથુરા(દક્ષિણ ભારતમાં મદુરા)માં વિજય અને વૈજયંત, મલયમાં પૂર્ણક, કેરલમાં કિન્નર, નાસિકમાં સુંદર, વનવાસી(દક્ષિણ કનાડા)માં પાલકે, અહિચ્છત્રામાં રતિક, કાંપિલ્યમાં કપિલ, પાંચાલમાં નૈગમેશ, હસ્તિનાપુરમાં પ્રસવ, યૌધેયોમાં પુરંજય, કુરુક્ષેત્રમાં તરાર્ક અને કુતરાર્ક (મહાભારતના તરંતુક અને અરંતુક) તેમ જ ઉલૂખલમેખલા નામની યક્ષી, કોટિવર્ષ(બંગાળ)માં મહાસેન, કૌશાબીમાં અનાયાસ, ચંપામાં પુષ્પદંત, પાટલિપુત્રમાં ભૂતમુખ, કાશીમા અશોક, મરુભૂમિમાં જંભક, દરદેશમાં દેવશર્મા, કાશ્મીરમાં પ્રભંકર, કાશ્મીરના સીમાપ્રદેશમાં પાંચિક અને એના ૫૦૦ પુત્રો, ચીનભૂમિમાં પાંચિકનો જ્યેષ્ઠ પુત્ર, કાપિશી(અફઘાનિસ્તાનનાં બે ગ્રામ)માં લંકેશ્વર, ખસદેશમા ધર્મપાલ, બાહ્લિક(બલખ)માં મહાભુજ, તુષાર દેશમાં વૈષ્ણવનો પુત્ર યુવરાજ જિનર્ષભ, સિંધુ સાગરમાં સાતગિરિ અને હૈમવત, દ્રવિડદેશમાં પંચાલગંડ, સિંહલમાં ધનેશ્વર, પારતદેશમાં પારાશર, શકસ્થાનમાં શંકર, પહ્લવ દેશમા પારાશર, શકસ્થાનમાં શંકર, પહ્લવ દેશમાં વેમચિત્ર, ઉજ્જિયાન દેશમા કરાલ, ગોપકાણ(બખાન)માં ચિત્રસેન, રમઠ(હિંગનો પ્રદેશ, જાગુડ કે ગઝની)માં રાવણ.[1] આ લાંબી યાદીથી બે વાતો સ્પષ્ટ થાય છે: એક તો, અફઘાનિસ્તાન અને ઈરાનથી માંડીને સિયામ સુધી બૌદ્ધધર્મનું વ્યાપક ક્ષિતિજ હતું. જનતામાં એવી નિર્વિવાદ માન્યતા હતી કે

૧. જુઓ મારો લેખ: 'महामायूरीकी भौगोलिक सामग्री.' ઉત્તર પ્રદેશ ઇતિહાસ પરિષદની પત્રિકા, પુસ્તક ૧૫, ભાગ ૨, પૃ. ૩૭–૨૯

એ બધે ઠેકાણે યક્ષપૂજા પ્રચલિત હતી. બીજું, યક્ષોનાં નામ જેવાં કે,-દુર્યોધન, અર્જુન, વિષ્ણુ, નૈગમેશ શંકર, ઇન્દ્ર, બૃહસ્પતિ, મહાકાલ વગેરે એમ સૂચવે છે કે ઘણા ધર્મોની પરંપરાઓ એક-બીજામાં મળી ગઈ હતી. ખરી રીતે તો યક્ષપૂજામાં જૈન, બૌદ્ધ, બ્રાહ્મણ, એ બધા પ્રવાહો સ્વાભાવિક રીતે ભળેલા હતા. કેમ કે સામાન્ય જનતામાં ધાર્મિક ભેદભાવ સ્પષ્ટપણે દેખાતો ન હતો. પણ ધાર્મિક શ્રદ્ધાઓનો એક સામાન્ય તાણોવાણો ઘરેઘરમાં વણાયેલો હતો. ઉપર જણાવેલી યાદીમાં કેટલાં નામ વાસ્તવિક હતાં એ કહેવું મુશ્કેલ છે. પણ કુરુક્ષેત્રના તરાર્ક, કુતરાર્ક અને ઉલૂખલમેખલા સાચેસાચા સ્થાનિક યક્ષો હતા એ મહાભારત પરથી જણાય છે.

બૌદ્ધ સાહિત્યમાં ચાર મહારાજ કે મોટા યક્ષોની પૂજાનો ઘણે ઠેકાણે ઉલ્લેખ આવે છે. એમને એકી સાથે 'चातू महाराजिक देवा' કહેતા હતા. એ ચાર મોટા દેવો ચાર દિશાઓના દેવતા મનાતા હતા. ઉત્તરમાં વૈશ્રવણ, પૂર્વમાં ધૃતરાષ્ટ્ર, દક્ષિણમાં વિરૂઢક અને પશ્ચિમમાં વિરૂપાક્ષ. એમાં કુબેર યક્ષોનો અધિપતિ મનાતો હતો. એ વૈશ્રવણ, પાંચિક અને જંભલ પણ કહેવાતો હતો. કુબેરની રાજધાની અલકાપુરી કૈલાસની પાસે જાણીતી છે. કુબેરના લોકમાં રહેનાર એના અનુયાયીઓ વૈશ્રવણકાયિક દેવ કહેવાતા હતા. કુબેરની નગરીનો વૈભવ અનેક પ્રકારે વર્ણવાયો છે. એનું વન ચૈત્રરથ કહેવાતું હતું. એ વનને જ કાલિદાસ વૈભ્રાજ્ કહે છે. કુબેર ધનનો દેવતા હોવાને કારણે તેની પૂજાનો લોકવ્યાપી પ્રચાર હતો. એની અનેક મૂર્તિઓ મળી છે. એમાં કુબેરની આકૃતિ પાઘડી બાંધેલા મોટી ફાંદવાળા શેઠ જેવી છે.

કુબેરના એક નામ પાંચિકનો મહાયાન બૌદ્ધધર્મમાં ઘણો પ્રચાર થયો. ગાંધાર દેશમાં પાંચિક અને એની પત્ની

હારીતિની પૂજા પ્રચલિત હતી, અને મધ્ય એશિયા સુધી એમની માન્યતા ફેલાયેલી હતી. હારીતિ વિષે કહેવાય છે કે એ પાંચસો યક્ષોની માતા હતી.[૧] એનું મૂળસ્થાન રાજગૃહમાં હતુ. મહાભારતના વનપર્વમાં રાજગૃહની યક્ષીનો ઉલ્લેખ છે. એની કીર્તિ બહુ દૂર સુધી ફેલાયેલી હતી (૩।૮૨।૧૦) ખરી રીતે આ યક્ષીનું મૂળ નામ જરા હતું. સભાપર્વમાં એને मासशोणितभोजना કહી છે (૧૬/૩૮). એટલે કે એની પૂજામા માંસનો બલિ ચડાવવામાં આવતો. તે રાક્ષસી તરીકે પ્રસિદ્ધ હતી તેણે જ જરાસંધના શરીરના બે ટુકડા જોડીને એને જીવતો કર્યો હતો. એથી પ્રસન્ન થઈને જરાસંધના પિતા બૃહદ્રથે આદેશ દીધો કે મગધના નિવાસીઓમા ઘેર ઘેર એની પૂજા થાય અને એના માનમાં દર વરસે એક મહોત્સવ ઊજવાય.

आज्ञापयच्च राक्षस्या मागधेपु महोत्सवम् । सभापर्व, १७।५

એવો પણ ઉલ્લેખ છે કે રાજગૃહના લોકો ગૃહદેવી તરીકે એની પૂજા ઘેર ઘેર કરતા હતા અને દીવાલો પર એનાં ચિત્રો ચીતરતા હતા. એ ચિત્રોમા એને ઘણા પુત્રોથી વીંટળાયેલી બતાવતા હતા.[૨] બૌદ્ધધર્મમાં આ રાક્ષસી દેવી

---

૧ पण्डका नाम यक्खो तु सद्धि हारतयक्खिया ।
पचसतेहि पुत्तेहि पलं पापुणि आदिकम् ॥ महावश १२।२१

२. गृहे गृहे मनुष्याणा नित्य तिष्ठति राक्षसी ।
गृहदेवीति नाम्ना वै पुरा सृष्टा स्वयभुवा ॥
लिखिता चैव कुड्येपु पुत्रैर्बहुभिरावृता ।
गन्धपुष्पैस्तथा धूपैर्भक्ष्यैर्भोज्यै सुपूजिता ॥

—સભાપર્વ, પૂના સંસ્કરણ, પૃ ૯૪.

હારીતિના નામે પ્રસિદ્ધ થઈ. કહેવાય છે કે તે બાળકોનું હરણ કરી જતી હતી. જરાસંધનું પણ એણે હરણ કર્યું હતું અને પાછળથી પાછો આપી દીધો હતો. બાળકોનું હરણ કરવાને કારણે જ તેનું જાતહારિણી કે હારીતિ નામ જાણીતું થયું. જ્યારે બુદ્ધ રાજગૃહમાં આવ્યા ત્યારે લોકોએ એમની પાસે એના ત્રાસનું વર્ણન કર્યું. તેથી બુદ્ધે એના એક પુત્રને સંતાડી દીધો. એથી એ વ્યાકુળ થઈ ગઈ. એના હૃદયમાં માતૃસ્નેહ ઊભરાઈ આવ્યો. યોગ્ય તક જોઈને બુદ્ધે એને ઉપદેશ દીધો. એ દિવસથી એ બાળકોની રક્ષા કરનારી દેવી બની ગઈ. કુષાણકાળમાં મથુરા પણ એની પૂજાનું એક કેન્દ્ર હતું. એ પછી તો હારીતિની પૂજા ગાંધાર દેશમાં ફેલાઈને મધ્ય એશિયા સુધી વ્યાપી ગઈ.

બૌદ્ધ કથાનક પ્રમાણે હારીતિ શીતળા રોગ દ્વારા બાળકોને ઉપાડી જતી હતી. એથી આ વાર્તાનું તાત્પર્ય સ્પષ્ટ થઈ જાય છે. બાળકોને મોટા પ્રમાણમા આ રોગ થાય છે અને જરાસંધને પણ આ રોગ થયો હશે. આજે પણ શીતળા માતા તરીકે એની પૂજા થાય છે. ડૉ. કુમાર સ્વામીએ લખ્યું છે તેમ બૌદ્ધ સાહિત્યમા એનું એક નામ નંદા પણ હતું. લોકમાં આજે પણ એને 'હસતી રમતી' માતા કહે છે. (બાળકોને તાવ આવ્યા વિના જે હળવા શીતળા નીકળે છે તે શીતળાનું આ નામ છે.)

યક્ષોના થાનક કે યક્ષભવન મોટે ભાગે ચૈત્ય કે આયતન કહેવાતા હતાં. લોકભાષામા આજે પણ એને થાનક કે ભૌન (ભવન) કહે છે. શરૂઆતમાં આ ચૈત્યોનુ સ્વરૂપ સીધું સાદું હતું. માટી, ઈંટ કે પથ્થરનો ચોતરો યક્ષપૂજા માટે પૂરતો ગણાતો. એના ઉપર પૂજાશિલા કે આયાગપટ્ટ અથવા

યક્ષની ત્રિકોણ પિંડીની સ્થાપના થતી હતી યક્ષપૂજાનો બીજો પ્રકાર મૂર્તિઓ રૂપે પણ હતો એ મૂર્તિઓ મહાકાય કે આકારમા ઘણી મોટી હતી આઠ ફૂટથી બાર ફૂટ સુધી ઊંચી પથ્થરની મૂર્તિઓ મળી છે આ મૂર્તિઓ ખુલ્લા આકાશ નીચે રાખીને પૂજાતી હતી આવી કેટલીક મૂર્તિઓ ભારતીય શિલ્પમા મળી છે એમની પ્રાચીનતા ઈ સ પૂર્વ ચોથી સદી સુધી જાય છે ભારતીય પ્રતિમાઓમા યક્ષમૂર્તિઓ સૌથી વધુ પ્રાચીન છે માથા પર પાઘડી, કાનમા ભારે કુંડલ, ગળામા ચપટો કંઠો કે ગ્રૈવેયક, છાતી પર ત્રિકોણ હાર, ભુજાઓમા અંગદ અને હાથમા કટક ધારણ કરેલા, તથા શરીરના ઉપરના ભાગમા ઉત્તરીય અને નીચે ધોતિયુ પહેરીને ઊભેલી મુદ્રા, બે હાથમાનો જમણો ઊંચો રાખેલો અને ડાબો હાથ કેડ પર મૂકેલો કે ઝૂલતો—આવો એ મૂર્તિઓનો ઠાઠ છે એમની જ અનુકૃતિઓ પાછળથી બોધિસત્ત્વ અને વિષ્ણુની મૂર્તિઓમા મળે છે આ બધી મૂર્તિઓમા મથુરાના પરખમ નામના ગામ પાસેથી મળેલી યક્ષમૂર્તિ સૌથી પ્રસિદ્ધ અને પ્રમાણભૂત છે એના પાટલા પર કોતરાયેલા લેખ ઉપરથી એમ અનુમાન થાય છે કે તે મણિભદ્ર યક્ષની પ્રતિમા છે મણિભદ્ર યક્ષનુ મહત્ત્વ કુબેરથી બીજા સ્થાનનુ હતું તે વણજારાઓના રક્ષક દેવતા મનાતા હતા ગ્વાલિયર પાસે આવેલુ પદ્માવતી (પવાયા) મણિભદ્રની પૂજાનુ મોટુ કેન્દ્ર હતુ બીજી મૂર્તિઓમા મથુરાના બરોદા ગામમાથી મળેલી એક કદાવર મૂર્તિ છે ઝીંગકા નગરા નામના ગામમા કાયપરિમાણ યક્ષીની બેઠેલી મુદ્રાની એક મૂર્તિ હજી પૂજાય છે ભરતપુરથી ચાર માઈલ દૂર નોહ નામના ગામમા પરખમના યક્ષ જેવી એક મૂર્તિ છે એને આજ સુધી 'જાખ' કહીને લોકો પૂજે છે પદ્માવતીમાથી

એક યક્ષીની મૂર્તિ પણ મળી છે. પાટલિપુત્રમાંથી બે મોટી મૂર્તિઓ મળી છે. એના ઉપર અશોકકાલીન ઓપ કે ચમક છે. તે પણ યક્ષમૂર્તિઓ જ છે એવું અનુમાન થાય છે. કાશી પાસે રાજઘાટમાંથી એક ત્રિમુખી મૂર્તિ મળી છે. એ ત્રિમુખ યક્ષીની મૂર્તિ હોય એમ મનાય છે. કેટલાંક વર્ષો પહેલાં ઓરિસ્સાની પ્રાચીન રાજધાની શિશુપાલગઢ પાસે કેટલીક મોટી યક્ષમૂર્તિઓ મળી હતી. હજી હમણાં જ પ્રાચીન વિદિશા(આધુનિક ભિલસા)માં વેત્રવતી અને વિદિશા (બેતવા અને બેસ) નદીઓના સંગમ પાસે જ બાર ફૂટ ઊંચી યક્ષની એક મૂર્તિ મળી છે. કુરુક્ષેત્રમા પણ જૂના સમયમાં યક્ષપૂજાનો પ્રચાર હતો. એ ક્ષેત્રના ચારે ખૂણે ચાર યક્ષસ્થાનો હતાં. એમાં ત્રણના નામ અરંતુક, તરંતુક અને મચક્રુ હતાં. ચોથી યક્ષી ઉલૂખલમેખલા કહેવાતી હતી. હજી સુધી એમાંથી કોઈની મૂર્તિ મળી નથી એ નામો મહાભારતમાં છે. 'મહામાયૂરી'માં એમને જ તરાર્ક–કુતરાર્ક કહ્યા છે.

યક્ષપૂજાનું બહુ જ પાકું પ્રમાણ ભરહુતના પ્રાચીન સ્તૂપમાંથી મળેલા વેદિકાસ્તંભો પર કોતરેલી યક્ષમૂર્તિઓ રૂપે મળે છે. આ એમનાં નામો છે: સુચિલોમ, કુપિર (કુબેર), અજકાલક, ગંગિત, સુપવસ, વિરૂઢક અને સુદસના, ચંદા, સિરિમા દેવતા, ચુલકોકા દેવતા અને મહાકોકા દેવતા. પાછલાં પાંચ નામો યક્ષીઓના છે એમા ચુલકોકા એટલે નાની કોકા અને મહાકોકા એટલે મોટી કોકા. આ જાતના નામોની જોડી કાશીના વીરો(યક્ષો)ના નામમા પણ મળે છે. જેમકે લહુરાવીર એટલે નાનો વીર અને બુલ્લાવીર એટલે મોટો વીર. (હિન્દી · बुल्ला, મ ० विपुल). અશોકના લેખોમા આવેલ એક વાક્યમાં કહ્યું છે કે એણે જે દેવો પહેલાં ભળેલા ન હતા તેમને ભેળવી દીધા.

(अमिसादेवा मिसा कटा). આ વાક્યના અર્થ બાબત વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. અમારા મતે અશોકને એમ કહેવું છે કે લોકપૂજાના જે દેવતા પહેલાં બૌદ્ધધર્મ સાથે ભળેલા ન હતા અને જેમની પૂજા-માન્યતા જુદી ચાલતી હતી એમને એણે બૌદ્ધધર્મમાં સ્વીકારી લીધા. એનું પરિણામ એ આવ્યું કે બૌદ્ધધર્મના સ્તૂપોમાં જ્યાં એક બાજુ બુદ્ધના જીવન સંબંધી જુદાં જુદાં દશ્યો કોતરાયાં છે, ત્યાં એમની સાથે જ બીજી બાજુ યક્ષ-યક્ષી અને નાગ નાગી વગેરે લોકમાં માન્ય નાના મોટા દેવતાઓનું અંકન પણ મળે છે.

એ પણ યાદ રાખવું જોઈએ કે યક્ષપૂજાની પણ એક વિશેષ રીત હતી. એનાં અંગો આ હતાં : પુષ્પ, માલ્ય, ધૂપ, દીપ, ગંધ, નૈવેદ્ય કે પ્રસાદ અને સંગીત. ધીમે ધીમે બ્રાહ્મણ દેવતાઓની પૂજા માટે પણ આ રીત ચાલુ થઈ ગઈ. ગીતામાં એને पत्र पुष्प फल तोयम् કહ્યું છે. દેવપૂજા માટેની વૈદિક પદ્ધતિ યજ્ઞ હતી પણ લોકધર્મની રીત જ અંતે જીતી.

આપણા દેશમા સામાન્ય રીતે ધર્મની એવી રીત દેખાય છે કે જૂના દેવીદેવતાઓ પણ કોઈને કોઈ રૂપે ચાલુ રહે છે અને જનતામાં એમની પૂજા-માન્યતા પણ ચાલુ જ રહે છે. દેવતાનાં ધાર્મિક સ્થાન (થાનક) અને એ નિમિત્ત થનારા મેળાઓ—એ બેનો મહામુશ્કેલીએ જ લોપ થાય છે. ગમે તેટલો સમય જાય તોપણ અને ઉપલુ પડ બદલાતાં છતાં એ બન્ને પ્રથાઓને આપણે ઓળખી શકીએ છીએ. એ જ રીતે યક્ષ-પૂજા પણ લુપ્ત ન થઈ. વીર–બરહ્મપૂજારૂપે આજે પણ આપણે એને ચાલુ જોઈએ છીએ. કાશી વિશ્વવિદ્યાલયમાં પ્રાચીન યક્ષપૂજાના ચાર મંદિર કે થાનક હજી છે. એમને 'બીરાં-કે થાનક' કહે છે. આજે પણ ત્યાં પૂજા થાય છે. કાશીમાં

પણ વીરોના કેટલાય ચોરા કે થાનક છે. વીર અને બરહ્મ (બ્રહ્મ) બન્ને શબ્દો યક્ષો માટે જ યોજાયા છે. કેન ઉપ-નિષદમાં બ્રહ્મ યક્ષનું રૂપ ધારણ કરીને દેવો પાસે આવે છે. અથર્વવેદમા બ્રહ્મને મહદ્યક્ષ કહ્યું છે. મધ્યકાલીન સાહિ-ત્યમા બાવન વીરોનો ઘણો ઉલ્લેખ આવે છે. આ રીતે યક્ષ-પૂજાનું સાક્ષાત્ પ્રમાણ લોકજીવનમા આજે પણ મળે છે. માત્ર કાશીની આસપાસ જ નહીં પણ બધા જિલ્લાઓમાં વીર-બરહ્મની પૂજા હજી ચાલુ છે એનો પરિચય પરિશિષ્ટમાં આપેલો છે.

इति शुभ भूयात ।

## પરિશિષ્ટ

તા. ૧૬–૪–૫૨ના દિવસે સેવાપુરીથી પાછા ફરતાં શ્રી' જારીપ્રસાદજી દ્વિવેદીએ જણાવ્યું કે, 'એમના બલિયા જિલ્લામાં દરેક ગામમા બરહ્મનો ચોરો હોય છે. એના ઉપર માટીના ટેકરા જેવું બનાવેલુ હોય છે. વીરની પૂજા પણ થાય છે ખરી રીતે મહાવીરને એ રીતે પૂજે છે. એક મંદિરમાં હનુમાનની મૂર્તિરૂપે અને બીજું શૃહા કે સ્તૂપના રૂપે. આ બીજી પૂજા વીર કે યક્ષપૂજા જ છે. મોટો યક્ષ એટલે મહાવીર. ઉત્તરપ્રદેશમાં પશ્ચિમી જિલ્લાઓમાં જેને કામસૂત્રમાં યક્ષરાત્રિ કહી છે તે દિવાળીના દિવસે મહાવીરનો જન્મદિવસ મનાય છે અને ઘેર ઘેર ઘઉંના લોટનું ચૂરમું બનાવીને એની પૂજા થાય છે આ યક્ષપૂજાનો જ અવશેષ છે. ઉત્તરપ્રદેશના પૂર્વના જિલ્લાઓમાં આજે પણ યક્ષપૂજામાં આ રીતે પ્રસાદ બને છે. આપણને એ ખબર છે કે યક્ષનાં નામો પહેલાં નાના અને મોટા એવાં વિશેષણો જોડાતાં હતાં. ભરહુતની કલામા ઘણા યક્ષોનાં નામ મળ્યાં છે. એમાં એક મહાકોકા અને બીજી ચુલ્લકોકા દેવતા છે. એમને જ નાની–મોટી કોકા યક્ષી માનવી જોઈએ. કાશીમાંય્રેજ એક પ્રસિદ્ધ વીર લહુરા વીર છે. એનો અર્થ છે નાના વીર. લહુરા (નાના) એ વિશેષણથી જ સમજાય છે કે ચુલ્લ કોકા–મહાકોકાની જોડીની જેમ કાશીમાં કોઈક મોટો વીર પણ હશે જ. કાશીમાં બુલ્લા નાલા જાણીતી જગા છે. મંસ્કૃત વિપુલમાંથી વિઉલ–બુલ્લા બન્યું છે. વિપુલચંદ્રનું જ અપભ્રંશ રૂપ બૂલ ચંદ છે. બુલ્લા નાલા એ બુલ્લા વીરના નામથી પડ્યું હોય

એમ જણાય છે. એની જ આસપાસ ક્યાક ખુલ્લા વીરનું થાનક આવ્યું હશે. કાશીમાં બીજા વીરોનાં કેટલાંક થાનક છે. એમાં ભેલુપુરાના ડોડિયા વીર જાણીતા છે. એ બધા પ્રાચીન યક્ષપૂજાના જ અવશેષો છે.

તા. ૧૭–૪–૫૨ના શ્રી વ્યૌહાર રાજેન્દ્રસિંહ સાથે વીર બરહ્મની ચર્ચા થઈ. એમણે કહ્યું કે એમને ત્યાં મધ્યપ્રદેશમાં બરહ્મદેવ કે બરહ્મબાબાની પૂજા થાય છે. બરહ્મ મોટે ભાગે ઝાડ પર રહે છે. વીરનું ઝાડ પણ હોય છે અને ચબૂતરો પણ બનાવાય છે. આ ઝાડ મોટે ભાગે પીપળાનું હોય છે. એના પર બરહ્મ કે બ્રહ્મ કે યક્ષનું સ્થાન હોય છે. એમણે એક વિલક્ષણ વાત કરી અને મારું ધ્યાન દોર્યું કે ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ પણ વિનયપત્રિકામા મહાવીરની આરાધનાના રૂપકનું વર્ણન કર્યું છે

> बीर महा अवराधिये साधिये सिधि होय ।
> सकल काम पूरन करे जो जानें सब कोय ॥ इत्यादि

અર્થાત્ મોટા વીરની આરાધના કરવી જોઈએ. એને સાધવાથી સિદ્ધિ મળે છે અને બધી કામના પૂરી થાય છે. એની પૂજાનો ઉપદેશ શીઘ્ર ગ્રહણ કરવો જોઈએ. જે રીતે શિવ એનો બીજમંત્ર જપે છે તે રીતે જપવો જોઈએ. પાણીથી તર્પણ દ્વારા, ઘીથી સમિધાથી, અગ્નિથી કે બલિ આપીને એની પૂજા થાય છે. તે વીર ઉચ્ચાટન, વશીકરણ અને મારણ કરે છે અને સંપત્તિનું આકર્ષણ કરે છે. જે એ મહાવીરનું આ રીતે પૂજન કરે છે તે રઘુનાથજીની પ્રાપ્તિના માર્ગમાં પ્રગતિ કરી શકે છે. (વિનયપત્રિકા ૧૦૮). આ વર્ણનમાં જે વાતોનો ઉલ્લેખ છે તે વીરપૂજાનો જ છે. મહાવીરની

વીરરૂપમાં જે પૂજા ઉત્તરપ્રદેશના પૂર્વ બાજુના જિલ્લાઓમાં પ્રચલિત છે એનો ખ્યાલ ગોસ્વામીજીને હશે જ.

એ જ દિવસે ગરોહાથી શ્રી કૃષ્ણચંદ્ર ગુપ્ત આવ્યા. એમની સાથે વીરબરહ્મપૂજા વિષે ચર્ચા થઈ. એમણે પહેલા તો કહ્યું કે આ પૂજા અમારે ત્યાં નથી થતી. પણ પછી કહ્યું : 'હા, અમારે ત્યા વીરની પૂજા થાય છે. વીરનો ચોતરો હોય છે. અને તે વીર લોકોની સરમા પણ આવે છે. વીરપૂજાનાં લોકગીતો પણ ગવાય છે. સંભવતઃ વીર અને બરહ્મની પૂજા પણ થાય છે' શ્રી પરમેશ્વરીલાલ ગુપ્તે કહ્યુ કે વીરબરહ્મની પૂજા આજમગઢ જિલ્લામા પણ પ્રચલિત છે. શ્રી હરિહર પ્રસાદ ગુપ્ત, જેમણે લોકગીતો પર કામ કર્યું છે, તેમણે કહ્યું કે એમના જોનપુર જિલ્લામા પણ વીર-બરહ્મ પૂજાય છે

સંયોગવશાત્ તા. ૨૦-૪-૫૨ના ભારતીય સંસ્કૃતિના અદ્ભુત વિદ્વાનશ્રી સુખલાલજીસંઘવી વિશ્વવિદ્યાલયમાં પધાર્યા. એમની સાથે વીરબરહ્મની ચર્ચા થઈ. એમણે કહ્યું કે જૈન મતમાં પણ કોઈ કોઈ બાવન વીરની સાધના કરે છે. જૂના ગ્રંથોમાં जक्ख चेइय કે जक्खायतन નો ઉલ્લેખ ઘણી વાર આવે છે. વસ્તુતઃ મહાવીરના રહેવાનાં સૌથી યોગ્ય સ્થાન જક્ખાયતન જ હતાં. વીરોનાં ઘણાં ગીતો બનેલાં છે. એને ગુજરાતમાં શિલોગો (सं श्लोक) કે છંદ કહે છે. બાવન વીરોના અનેક શિલોગો મળશે. પહેલાં મને બચપણના સાંભળેલા વીરોના સેંકડો શિલોગો કે છંદો મોઢે હતા. વીરો સાથે છપ્પન જોગણીઓ પણ પૂજાય છે. એવી એક શ્રદ્ધા છે કે જૈન મંદિરમાં યક્ષ-યક્ષિણીની મૂર્તિ વિના તીર્થંકરોની રક્ષા થઈ શકતી નથી. એવી પણ કથાઓ છે કે યક્ષોએ ઉપદ્રવ કરવાથી એની શાંતિ કરાવવી પડી હતી. ભગવાન મહાવીરનું જન્મ-

જાત નામ વર્ધમાન હતું. પણ જ્યારે એ પ્રસિદ્ધ થયા અને એમની માન્યતા વધી ત્યારે તેઓ મહાવીર કહેવાવા લાગ્યા. એ શક્ય છે કે એ મહાવીર શબ્દ વીર શબ્દાવલીમાંથી લીધેલો હોય. શ્રી પરમેશ્વરીલાલજીએ કહ્યું કે, અમારી બોલીમાં કહેવત છે કે હું એવું કરીશ કે બાવન વીર કહેવાઈશ. એમ જણાય છે કે જૂના જમાનામાં જેમ ૧૦૮ દેવીઓનાં પીઠોની ગણના થઈ હતી તેમ બાવન વીરોનાં મુખ્ય મુખ્ય સ્થાનોની પણ ગણના થઈ હોય. પૃથ્વીરાજ રાસોમાં આપેલી બાવન વીરોની યાદીમાં એવાં કેટલાંયે નામો છે, જે પ્રાચીન પરંપરા સાથે જોડાયેલાં જણાય છે. જેમ કે, માણિકરુદ્ર, સમુદ્રતરણ, સમુદ્રશોક, ઇન્દ્રવીર, જમવીર, સહસાંગ, નરસિંહ, દેવાગ્નિ, ક્ષેત્રપાલ, લોહભંજન વગેરે. આ યાદીમાંના માણિકરુદ્ર જૂના મણિભદ્ર યક્ષ જ છે. એમની માન્યતા જૂના કાળમાં મથુરા અને પ્રાચીન પદ્માવતી (ગ્વાલિયરનું પવાયા) સુધી પ્રચલિત હતી. મથુરામાં પરખમ નામના ગામમાંથી મણિભદ્ર યક્ષની મહાકાય મૂર્તિ મળી આવી છે. બંગાળમાં મણિભદ્ર વીર માણિકપીર તરીકે આજે પણ પૂજાય છે. જે રીતે પ્રાચીન કાળમાં મણિભદ્ર વણજારાઓના દેવતા હતા તે જ રીતે માણિકપીરને ખારવા–માછીમારો પોતાના દેવતા માને છે. મહાભારતના વનપર્વમાં નલોપાખ્યાનમાં એક મોટી વણજાર કે વ્યાપારી કાફલાનું વેત્રવતી નદી પાર કરવાનું વર્ણન આવે છે. તેમાં કહ્યું છે કે આ વણજારનો મુખ્ય વણજારો અને બીજા વેપારીઓ મણિભદ્ર યક્ષના ભક્તો હતા.

શરૂઆતમાં યક્ષોનાં થાનક અને અન્ય દેવોનાં થાનક ખુલ્લા આકાશ નીચે હતાં. એ ખુલ્લાં થાનક ચારે બાજુ

દીવાલોથી ઘેરાયેલાં હતાં. આ થાનકો પર મૂર્તિની પ્રતિષ્ઠા નહોતી થતી. પણ પ્રતીક રૂપે માટી કે ઈંટનો ટેકરો કે ખડકલો બનાવાતો હતો. વખત જતાં યક્ષોની વિશાલકાય મૂર્તિઓ પણ રચાવા લાગી. એની પરંપરામાં આગળ જતાં વિષ્ણુ, શિવ અને બુદ્ધની મૂર્તિઓ પણ બનવા લાગી. છતાં ખુલ્લા આકાશ નીચેનાં થાનકોની જે પૂજાવિધિ હતી તે તો બે હજાર વર્ષ પછીયે હજી ચાલુ જ રહી છે.

હમણાં લોકમાં પંચપીરની પૂજા ક્યાંક ક્યાંક ચાલુ છે. વસ્તુતઃ મુસલમાની પ્રભાવથી પ્રાચીન પંચવીર શબ્દનું જ પંચપીર થઈ ગયું. વૈશ્રવણ, માણિભદ્ર, પૂર્ણભદ્ર વગેરે અનેક યક્ષો પ્રાચીન કાળમાં પ્રસિદ્ધ હતા. એમની નામાવલી મહાભારતના સભાપર્વમાં કુબેરની સભાના વર્ણનમાં અને બૌદ્ધ ગ્રંથ દીઘનિકાયના આટાનાટીય સુત્તમાં મળી છે. એ સ્વાભાવિક છે કે એ સમયે જે ઘણા યક્ષોની માન્યતા હતી એમાં કેટલાક મુખ્ય રૂપે ઊતરી આવ્યા હોય અને એ જ આધારે આ પંચવીર શબ્દ લોકમાં પ્રચલિત થયો હોય. મથુરાના પહેલી સદી પહેલાંના એક શિલાલેખમાં 'वृष्णीना पञ्चवीराणाम्' એટલે કે વૃષ્ણિઓના પાંચ વીરોનો ઉલ્લેખ છે. લોકમાં જે પંચવીરો કે પાંચ યક્ષોની પૂજા પ્રચલિત હતી, એ જ રીતે વૃષ્ણિઓના પણ પાંચ નાયક વીરોને પસંદ કરીને વૃષ્ણિ પંચવીરની સંજ્ઞા અપાઈ. 'દશકુમારચરિત'માં એક સ્થળે પંચવીરગોષ્ઠીનો ઉલ્લેખ છે. ટીકાકારના મતે ગામડાની પંચાયત કે ગ્રામજનોના જૂથ માટે પંચવીરગોષ્ઠી શબ્દ પ્રચલિત હતો. (तत्पञ्चवीर गोष्ठन्तु यत्तु जानपदं सदा ।) પંચવીરમાં જે વીર શબ્દ છે તે યક્ષવાચી છે. પાંચ યક્ષોના સ્થાનની સંજ્ઞા પંચવીર થઈ

અને ત્યાં જે મિલન થાય તે પંચવીરગોષ્ઠ કહેવાઈ. વીર=પીર આ સમીકરણ સ્વીકાર્યાથી, પ્રાચીન ધાર્મિક ઇતિહાસના ઘણા ભુલાયેલા તાણાવાણા જોડાવા માંડે છે. શ્રી. પંડિત હજારીપ્રસાદ દ્વિવેદી અને શ્રી. પંડિત સુખલાલજી સંઘવી બન્નેએ આ સમીકરણ સ્વીકાર્યું. શ્રી. દ્વિવેદીજીના મતે ચૂલિકા પૈશાચી કે પંજાબીમાં વીરનું પીર ઉચ્ચારણ બહુ સંભવિત છે. મુસલમાનો પંજાબ તરફથી આવ્યા અને સાથે આ ઉચ્ચારણ પૂર્વ તરફ લેતા આવ્યા.

શ્રી. ડૉ. પી. એલ. વૈદ્ય પાસેથી જાણવા મળ્યું કે મહારાષ્ટ્રમાં પણ વીરપૂજા પ્રચલિત છે. દર્શનશાસ્ત્રના અધ્યાપક શ્રી. હરિદાસ ભટ્ટાચાર્યે કહ્યું કે બંગાળમાં વીરપૂજા ઘણા મોટા પ્રમાણમાં થાય છે. માણિક પીરનો ઉલ્લેખ ઉપર આવ્યો જ છે. એ જ રીતે સત્ય પીરની પૂજા પણ ચાલુ છે. અમારા સહકાર્યકર શ્રી. અવધકિશોર નારાયણે કહ્યું કે, મગહીક્ષેત્ર (ગયા જિલ્લો)માં ગામેગામ બરહ્મનું થાનક કે ચોતરો હોય છે. ત્યાં હજી પૂજા થાય છે. મોટે ભાગે એ થાનકો પાસે એક એક વૃક્ષ હોય છે. ગામના પાદરમાં જ બરહ્મ દેવનું થાનક બનાવાય છે. બરહ્મ દેવનાં ઘણાં ગીતો પણ હોય છે. બલિયા તરફ વીરોના પૂજાસ્થાન કે બરહ્મના થાનકને ફક્ત 'અસ્થાન' કહે છે.

તા. ૪–૫–૫૨ સવારે ફરવા જતાં વિશ્વવિદ્યાલયમાં જ યક્ષપૂજા વિષે અમૂલ્ય નવી વાતો જાણવા મળી રસ્તામાં એક ગ્રામવાસી મળ્યો. એ પોતાને માથે બેએક મણ કોળાંનું પોટલું ઉપાડીને શહેરમાં જતો હતો. એક જગાએ વીરનું થાનક આવ્યું. મેં પૂછ્યું કે, આ શું છે? એણે કહ્યું કે, મંદિર છે. મેં કહ્યું કે, અંદર શું છે? ત્યારે એણે જવાબ

આપ્યો કે, 'ડીહ' છે. મેં કહ્યું, 'શું આ થાનક છે?' એણે કહ્યું, 'હા, અસ્થાન છે.' પહેલીવાર મંદિર છે એમ કહેતી વખતે એણે પોતાને માટે ઓછી પરિચિત શબ્દાવલીનો પ્રયોગ કર્યો હતો, પણ હવે એ પોતાની શબ્દાવલી પર આવી ગયો હતો. કેમ કે એણે મને પણ શુદ્ધ કરીને થાનક ન કહેતાં અસ્થાન જ કહ્યું. મેં ફરી પૂછ્યું, આ 'ડીહ'નું નામ શું છે?' હવે તો તે પોતાના ગામની મનોભૂમિમાં પૂરો મગ્ન થઈ ગયો હતો. મેં ફરી પૂછ્યું, 'આ એકલો જ વીર છે કે બીજા પણ છે?' એણે કહ્યું, 'ઘણા છે. જેમ કે કર્મન વીર, કોટમાઈ વગેરે.' મેં પૂછ્યું, 'કર્મન વીર ક્યાં છે?' એ બોલ્યો, 'ત્યાં શેરડીના ખેતર પાસે.' મેં એ જગા સન ૧૯૨૫ માં વિશ્વવિદ્યાલયમા ભણતી વખતે જોઈ હતી. ત્યારે અમે ઘણા વિદ્યાર્થીઓ રખડુઓની ટોળી બની ખેતરોમાં ફરવા નીકળી પડતા એ વખતે મેં એને શિવમંદિર માનીને સંતોષ માન્યો હતો. એ પછી હવે વિશ્વવિદ્યાલયમાં ફરીને વહેલી સવારે લાંબા ચક્કર મારતાં ઘણીવાર એ સ્થાન પાસેથી નીકળતો હતો. પણ એને શિવનું મંદિર જ માનતો હતો. હવે જાણ્યું કે આ કર્મનવીર કોઈ યક્ષ છે. કોણ જાણે કેટલાંયે હજારો વરસથી પલાંઠી વાળીને એ અહીં બેઠા હશે. લોકો આવ્યા અને ગયા. આકાશ ફરતું ગયું. પણ કર્મનવીર તો એની જગાએ સ્થિર જ છે. પહેલાંની જેમ જ ભક્તોની પૂજા લે છે. ગમે તેટલાં ધર્મસુધારણાનાં આંદોલનો આવે તોપણ માર્કંડેયની જેમ એમના લાંબા આયુષ્યની બાબતમાં ભવિષ્યમાં પણ કંઈ મુશ્કેલી આવે એવું દેખાતું નથી.

કોળાંવાળો સાથે સાથે જ ચાલતો હતો. મેં પૂછ્યું, 'કોઈનું નામ માણિકવીર છે?' એણે કહ્યુ, 'હા, માણિકવીર

પણ છે. જ્યારે પૂર કે કૉલેરા આવે છે ત્યારે એની પૂજા થાય છે.' આ માણિકવીર જૂના સમયમાં સુદૃઢ દેવતા હતા. એ યક્ષોના મુખ્ય માણિભદ્રનું અવશિષ્ટ રૂપ છે. ગ્વાલિયર પાસે પવાયાના લેખમાં ભક્તોએ કહ્યું છે કે તેઓ ગર્ભસુખિત મનોવૃત્તિથી પોતાની ગોષ્ઠી(સમૂહ)માં માણિભદ્રની પૂજા કરતા હતા. अजगर करै न चाकरी, पंछी करै न काम ની ફક્કડ મનોવૃત્તિ માટે પાણિનિના पात्रे समितादयः સૂત્ર (૨-૧-૪૮) માં गर्भेतृप्त જેવા કૌતુક પ્રેરે એવા લોકજીભે રમતા શબ્દો આપેલા છે. એનો જ સગોત્રી આ ગર્ભસુખિત શબ્દ હોય એમ લાગે છે. માણિભદ્ર યક્ષના પૂજારી આ મનોવૃત્તિના ભક્તો હતા. ખરી રીતે પ્રાચીનતમ કાળમાં એક મંગલમણિ કે ભદ્રમણિની પૂજા પ્રચલિત હતી. એને મહાભારતમાં યુધિષ્ઠિરના કોશમાં રહેલો દિવ્ય મણિ કહ્યો છે. એ મણિની કૃપાથી અનેક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થતી હતી. એનો વિસ્તૃત ઉલ્લેખ પૂર્ણક યક્ષની જાતક કથામાં આવ્યો છે. એવા જ પ્રકારના મંગલપ્રદ મણિના અધિષ્ઠાતૃ દેવતા મણિભદ્ર યક્ષ લાગે છે. એના ભક્તોમાં ગર્ભસુખિત નિશ્ચિંત વૃત્તિ હોવી સ્વાભાવિક છે.

લોકસંસ્કૃતિ સાચેસાચ જયશાલિની છે. એની ગોદમા અમૃત છે. કોઈ સંસ્થા, શ્રદ્ધા કે નામ અહીં મરતું દેખાતું નથી. લોકની પ્રાણધારાના પ્રવાહમા બધા તર્યાં કરે છે. મેં એ ગ્રામવાસીને પૂછયું, 'ભાઈ, કર્મનવીર તો મેં જોયા છે. કોટમાઈ ક્યાં છે?' એણે એક ઊંચા ટેકરા તરફ ઇશારો કરી રસ્તો બતાવી દીધો અને કહ્યું કે, આ જ કોટમાઈ. બહુ જ મોટી જીવતી જાગતી માતા છે. એટલે કે એ ઘણી જ ચમત્કારયુક્ત છે. સાચેસાચ કોટમાઈનો ચમત્કાર

મારા ધ્યાનમાં આવી ગયો.: કોટમાઈ એ પ્રાચીન કોટ્ટવી કે કોટવૈ દેવી છે. અંબિકાના રૂપમાં તામિલ દેશમાં જૂના કાળમાં એનો પ્રચાર હતો. કોટ્ટવૈ દક્ષિણ પ્રદેશની સૌથી મોટી દેવી હતી. બાણે હર્ષચરિતમાં એને કોટવી કહી છે. એમ જણાય છે કે કોટ્ટવૈ મહાનગ્રી માતૃદેવી હતી, જેને અંગ્રેજીમાં ગ્રેટ ગોડેસ અથવા મેગ્ના માટેર કહેવાય છે. દક્ષિણની કોટ્ટવૈ કોટ્ટમાઈ રૂપે વિશ્વવિદ્યાલયના જ એક ટેકરા પર પ્રતિષ્ઠાપિત થયેલી જોવા મળે એવું અનુમાન તો કોઈ કેવી રીતે કરી શકે? પણ આ જ આ દેશની લોકવાર્તાનો શાશ્વત વિજય છે. અહીં પ્રત્યેક સંસ્થા ચિરંજીવી છે. હિમાલયના આલમોડા જિલ્લામાં લોહાઘાટથી બાર માઈલ દૂર કોટલગઢ નામનું સ્થળ છે. ત્યાં લોકવાયકા છે કે એ કોટ્ટવીનો ગઢ હતો. કોટવી બાણાસુરની માતા હતી એનું અર્ધું શરીર કવચથી ઢંકાયેલું અને નીચેનું અર્ધું નગ્ન મનાતું હતું. એવી કથા છે કે એકવાર મહાબલિના પુત્ર બાણાસુર દૈત્યને વિષ્ણુ સાથે યુદ્ધ થયું. જેટલા અસુર મરતા એનાથી વધુ પેદા થઈ જતા. ત્યારે દેવોના પ્રયત્નથી મહાકાલીનો જન્મ થયો. એણે અસુરોનો અને કોટવીનો વધ કર્યો. કોટલગઢનો અર્થ છે નગ્ન સ્ત્રીનો ગઢ કે નિવાસ સ્થાન (અમૃતબજાર પત્રિકા, ૧૯ મે ૧૯૫૨, હિલ સપ્લિમેન્ટ, પૃ. ૩) આ માહિતીનો ફલિતાર્થ એ છે કે દક્ષિણની કોટ્ટવૈની પૂજા હિમાલયપર્વતના અંતરાલ સુધી પ્રચલિત હતી. લોકમાં એનાં બીજાં પણ વ્યાપક પ્રમાણ મળવાં જોઈએ.

તા. ૬–૫–૫૨ની સવારે ફરતી વખતે હું કર્મનવીર પાસે પહોંચ્યો ત્યારે ગામડેથી આવતા બે માણસો સામે દેખાયા. એમણે વીરનાં દર્શન કર્યાં. એમની સાથે વાત થઈ, 'આ શું છે?' જવાબ મળ્યો, 'કર્મનવીરનું સ્થાન છે.' ત્યાં જ

વીરના સ્થાન આગળ એક ચોતરો હતો. મેં પૂછ્યું, 'શું આ પણ વીરનું સ્થાન છે?' એમણે કહ્યું 'ના, એ તો અખાડો છે.' મેં પૂછ્યું, 'આસપાસ બીજા કોઈ વીર છે?' એમણે કહ્યું, 'હા, અમારા ગામની ટેકરીમાં ખોરા વીર છે અને દેવી વિંધ્યા માઈ છે.' વાતચીત ચાલુ રાખતાં મેં પૂછ્યું, 'વીર અને શિવલિંગમાં શો ફેર હોય છે?' એમનામાથી એક વ્યક્તિનો મત આ બાબતમા સાવ સ્પષ્ટ હતો. એણે કહ્યુ કે, દરેક ગામમાં એક વીર અને એક દેવી હોવાં જ જોઈએ. વીર અને દેવીનું મંદિર જુદું જુદું હોય છે. શિવનું મંદિર દરેક ગામમા હોય જ એવું નથી. પાંચ દસ ગામ વચ્ચે એકાદ શિવલિંગવાળું મંદિર હોય છે. પણ ઠાકોરજીની જેમ વીર તો દરેક ગામમા હોય જ છે. કહ્યું છે ને કે–

गाँव गाँव का ठाकुर
गाँव गाव का वीर ।

શિવલિંગ અને વીરમા બીજો ફેર એ હોય છે કે શિવની પિંડી નાની અને ઉપરથી ગોળ હોય છે. જ્યારે વીરનો ઢગ મોટો અને અણીદાર હોય છે. વિશ્વવિદ્યાલયમા કર્મનવીર બે છે બીજા કર્મનવીરનો ઢગ પાંચ ફૂટ ઊંચો અને નીચેની બાજુ ઘેરાવો સાડાસાત ફૂટ છે. ઉપર તરફ એ અણીદાર થતો જાય છે. અહીંના બધા વીરોમા એ ઊંચી મૂર્તિ છે. ત્રીજો ફેર એ છે કે શિવના મંદિરમા ગણેશ, પાર્વતી વગેરે બીજી મૂર્તિઓ પણ હોઈ શકે છે. પણ વીરના થાનકમાં વીર સિવાય બીજા કોઈ દેવની મૂર્તિ નથી હોતી. એના આ વિવેચનથી પહેલી જ વાર ગ્રામદેવતા તરીકે વીરની સાચી સ્થિતિ, પરંપરા અને મહત્ત્વની મને જાણ થઈ અને મારા મનમા એ સ્પષ્ટ થયું કે વીરપૂજા અને શિવપૂજાની ધાર્મિક

મને જણાયું કે બોધગયાની પાસે જ બરહ્મ વીરનું થાનક છે. મગધનાં બીજાં ગામોમાં પણ બરહ્મનાં થાનક છે. એમની પૂજા અને માન્યતા ચાલુ જ છે.[૧]

વીર બરહ્મની પૂજાનું ક્ષેત્ર આજે પણ બંગાળથી રાજસ્થાન, મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશ સુધી ફેલાયેલુ છે. એના પ્રમાણ પૃછપચ્છ કરવાથી મિત્રો પાસેથી મળતાં ગયાં. જો આપણે લોકવાર્તામાહિત્યના અધ્યયનને વૈજ્ઞાનિક પદ્ધતિ પર સંગઠિત કરી શકીએ તો આ વિષે સુસ્પષ્ટ અને નિશ્ચિત માહિતી મળે એવી સંભાવના છે. એમ થાય તો આ સામગ્રીને પ્રાચીન યક્ષપૂજાની પરંપરા સાથે જોડવાનું વધુ શકય થશે અહીં જ વિશ્વવિદ્યાલયમા અંગ્રેજીના પ્રાધ્યાપક શ્રી મેનન દ્વારા એ જાણીને પ્રસન્નતા થઈ કે કેરળ અને તામિલનાડમા પણ પ્રાચીન યક્ષ અને યક્ષીઓની પૂજાની પ્રાચ્ય પરંપરા હજી સુધી ચાલુ છે અને મોટે ભાગે દરેક ગામમા ફેલાયેલી છે. આ વિષેની સામગ્રીનું સંકલન દક્ષિણ ભારતના જનપદીય કાર્યકર્તાઓએ કરવું જોઈએ. 'જનપદ'ના બીજા અંકમા પ્રકાશિત 'ગાહા પલ્હાયા' શીર્ષક લેખમા અમે લખ્યુ છે કે યક્ષપૂજા સાથે યક્ષપ્રશ્ન (યક્ષોને પ્રશ્ન પૂછ વાની પ્રથા) પણ હતી. એને પ્રશ્નવ્યાકરણ પણ કહેતા હતા આજે પણ યક્ષ કે વીર કોઈની મરમાં આવે ત્યારે એકદમ ચારે બાજુથી પ્રશ્નોની ઝડી વરસવા લાગે છે. કહે, તું કોણ છે, કયાથી આવ્યો છે વગેરે. બીજા પણ જે જે પ્રશ્નો લોકો પૂછવા ઇચ્છતા હોય છે તે પૂછે છે. યક્ષપૂજા અને માન્યતાનું આ એક આવશ્યક લક્ષણ હતું. મહાભારતમા

૧ આ માહિતી માટે હુ વિશ્રામગૃહ, નિર્માણ વિભાગના ચોકીદાર શ્રી રામ ઔતારના આભારી છુ

યુધિષ્ઠિર અને યક્ષના સંવાદ રૂપે જે પ્રશ્નોત્તરી આપી છે એમાં યક્ષ પૂછનાર અને ધર્મના પ્રતિનિધિ યુધિષ્ઠિર જવાબ દેનાર છે. પણ લોકો પૂછે અને યક્ષ જવાબ દે એવી પરંપરા પણ વૈદિક કાળ સુધી મળે છે. મહાભારતની યક્ષપ્રશ્નોત્તરી લોકસાહિત્યનો અભિન્ન ભાગ હતી. લોકમાંથી જ વેદવ્યાસે એનું સંકલન કર્યું. યજુર્વેદના બ્રહ્મોદ્ય પ્રકરણમાં હોતા અને રાજમહિષી વચ્ચે જે પ્રશ્નોત્તર થયા છે તેમાંના કેટલાક પ્રશ્નોને વ્યાસજીએ યક્ષ–યુધિષ્ઠિરપ્રશ્નોત્તરીમાં સ્થાન આપેલું છે. વૈદિક સાહિત્ય સાથે લોકસાહિત્યના મેળનું આ વિલક્ષણ ઉદાહરણ છે. જ્યારે આપણે એ જાણીએ કે કુરુ જનપદના લોકસાહિત્યની પરંપરામાં જેને મલ્હોર કે ગાહા અને પલ્હાયા કહે છે, એમા પણ યક્ષપ્રશ્નને મળતા બોલ મળે છે ત્યારે તો આપણું આશ્ચર્ય ઓર વધી જાય છે:

ઐ જી કૌન જગતમે એક હૈ, ઐ જી કૌન જગતમા જાગતા ?

આ પ્રશ્નના ઉત્તરમાં—

ઐ જી રામ જગતમેં એક હૈ, ઐ જી ધર્મ જગતમેં જાગતા !

મહાભારત અને યજુર્વેદમા આ જ પ્રશ્નને આ પ્રમાણે પૂછ્યાં છે :

किं स्विदेकाकी चरति किं स्विदाजायते पुनः ।
सूर्य एकाकी चरति चन्द्रमा जायते पुन· ॥

જો યક્ષોનાં ગીતો, વીરપૂજાનાં ગીતો અને શિલોગોનો પૂરતા પ્રમાણમાં સંગ્રહ થાય તો આશા છે કે એના અભ્યાસથી પ્રાચીન સાહિત્યિક વલણો પણ વધુ સ્પષ્ટ થશે.

શ્રી ડૉ. આનંદકુમાર સ્વામીએ સર્વપ્રથમ યક્ષપૂજાની વ્યાપકતા પર પ્રમાણપૂર્વક ધ્યાન ખેંચ્યું હતું. બૌદ્ધ, જૈન

અને બ્રાહ્મણ સાહિત્યમાં એ બાબતની જે સામગ્રી છે આધારે એમણે 'યક્ષ' નામનો ગ્રંથ લખ્યો. એનો ૧ ભાગ વૉશિંગ્ટનના સ્મિથ્સોનિયન ઇન્સ્ટિટ્યૂશન તરફથી ૧૯૨૮મા અને બીજો ભાગ ૧૯૩૧માં પ્રકાશિત થયો. એ પરથી જણાય છે કે પ્રાચીન કાળમાં મોટાં મોટાં નગરોમાં પ્રસિદ્ધ યક્ષમંદિરો હતાં. જેમ કે, કપિલવસ્તુમાં શાક્ય યક્ષનુ મંદિર હતું. ત્યાં સિદ્ધાર્થનાં માતાપિતા જ લઈને પૂજા માટે ગયેલાં. વૈશાલી બહાર વિશાલનાયક મંદિર હતું. પાટલિપુત્રમાં પુરગાન નામક યક્ષીનું હતું. ગયામા શુચિલોમ યક્ષનું મંદિર હતું. આજે પણ યક્ષસ્થાનો માટે 'ભૌન' (ભવન) શબ્દ પ્રચલિત છે. જૈન 'સૂર્યપ્રજ્ઞપ્તિ' પ્રમાણે મિથિલાનગરી બહાર મણિભદ્ર જક્ખનું ચૈત્ય હતું. ઔપપાતિક સૂત્ર પ્રમાણે ચંપા

મળવા જોઈએ એવું અમારું અનુમાન છે. દાખલા તરીકે મહાભારતમાં રાજગૃહ પાસે મણિનાગ નામના નાગના ચૈત્યનો ઉલ્લેખ છે. મણિયારમઠ નામે સર્પપૂજાની તે પરંપરા રાજગૃહમાં આજ સુધી ચાલી આવે છે. ભરતપુરથી ત્રણ માઈલ દૂર નોહ નામના ગામમાં એક ટેકરા પર મૌર્યકાલીન મહાકાય યક્ષમૂર્તિની પ્રાપ્તિ અમને ૧૯૩૩માં થઈ હતી. એ મૂર્તિને ત્યાં સુધી ગામના લોકો જખૈયાને નામે પૂજતા હતા. હજીયે તે મૂર્તિ ત્યાં પૂજાય છે. ભારતીય લોકજીવનને ક્યાંયે પણ જરા ખોતરીને જોઈએ તો એની નીચે પ્રાચીનતાનાં કેટલાંયે પડ નીકળવા માંડે છે. ભારતીય સમાજ કોઈપણ સંસ્થા કે પૂજાપદ્ધતિ વિષે સાશંક નથી થતો. કોઈને બળજબરીથી દૂર નથી કરતો. પ્રત્યેક ધાર્મિક સંસ્થા પોતાની શક્તિથી જીવતી રહે છે અને પોતાની શક્તિથી ઘટે છે કે રૂપ બદલી બીજી કોઈ સંસ્થામાં ભળી જાય છે. પ્રાચીન ભૂદેવીની પૂજા કામાખ્યાના નામે જ્યાં પ્રચલિત છે તે આસામ પ્રાંતથી માંડીને કાઠિયાવાડ, આંધ્ર અને કેરળ સુધી નિષાદ, શબર, મુંડા, કિરાત, દ્રવિડ, આર્ય વગેરે અનેક ધાર્મિક નિષ્ઠાઓ પ્રચલિત રહી છે. એમણે એકબીજા પર પ્રભાવ પાડ્યો છે. કામાખ્યા દેવીની પૂજાનું વર્ણન કરનાર 'યોગિની તંત્ર'મા ત્યાંના ઉત્સવને સ્પષ્ટ ભાષામાં શબરોત્સવ કહ્યો છે. એમાં જંગલી જાતિઓના શિથિલ નૈતિક આચાર પણ પ્રચલિત હતા. એ જ ગ્રંથમાં સ્થાનિક ધાર્મિક માન્યતાઓને કૈરાતજ ધર્મ (योगिनीतन्त्र २–९–९) કહ્યો છે, એ બરાબર જ છે. કિરાત (અંગ્રેજી : મોનખ્મેર) જાતિઓનો નિવાસ એ પ્રદેશમા આજે પણ છે. ત્યાં એમના ધર્મનો પ્રચાર અને પ્રભાવ હોય એ સ્વાભાવિક હતું.

આર્ય સંસ્કૃતિએ સ્થાનિક સંસ્કૃતિઓના યથાશક્ય

પ્રભાવમાં આવીને એ સૌને અનેક રીતે પ્રભાવિત કરી છે અને તેમને પોતાની નૈતિક સૌરભથી સુવાસિત કરી છે. પરિણામે પોતે પણ એ સંસ્કૃતિઓથી પ્રભાવિત થઈ છે. ઉદાહરણ રૂપે યક્ષધર્મની જે પૂજાપદ્ધતિ હતી તેનો ભાગવત ધર્મમાં સ્વીકાર થયો. એને જ ગીતામાં पत्रं पुष्पं फलं तोयम् દ્વારા પૂજન કહ્યું છે. પ્રાચીન યક્ષપૂજામાં ત્રણ અંગો જરૂરી ગણાતાં હતા : વાદ્ય, પુષ્પ અને બલિ. એને અંતે પ્રસાદ વહેંચાતો હતો. પૂજનની આ વિધિ યજ્ઞની વિધિથી જુદી હતી. જે રીતે યક્ષ મૂર્તિઓમાથી વિષ્ણુમૂર્તિઓનો વિકાસ થયો અને પંચવીર યક્ષમાથી વૃષ્ણિ પંચવીરોની ઉત્પત્તિ થઈ, એ જ રીતે યક્ષ દૈત્યોની પૂજાવિધિ પણ ભાગવતોએ સ્વીકારી લીધી. એનું જ પ્રમાણ ગીતામા વર્ણિત पत्रं पुष्प फल तोयम् છે. એમાંની કોઈ વસ્તુ વૈદિક યજ્ઞવિધિમા જરૂરી નથી. ભાગવતોમાં પણ યજ્ઞવિધિ અને પૂજાવિધિ બન્ને પરંપરાઓ લાંબા વખત સુધી ચાલુ રહી હતી. પરમ સંહિતા, અહિર્બુધ્ન્ય સંહિતા વગેરે પ્રાચીન પંચરાત્ર સંહિતાઓમા ભાગવત ધર્મના પૂજનમાં એક બાજુ વૈદિક યજ્ઞોનાં અનુષ્ઠાન અને સ્વીકૃતિ છે તો બીજી બાજુ નૃત્ય ગીત, વાદિત્ર, પત્ર, પુષ્પ, ફળ, બલિ વગેરે દ્વારા લૌકિક પૂજાવિધિ પણ માન્ય થઈ છે. એનો વિસ્તૃત ઉલ્લેખ પણ થયો છે. આ રીતે હિન્દુ સંસ્કૃતિ સમન્વયના બીજમંત્રને લઈને આગળ વધી છે. આ જ બીજમંત્રને કારણે નાની અને મોટી, ઊંચી અને નીચી બધી સંસ્કૃતિઓ એક પરિવારનો ભાગ બની જઈ શકે એવી અભય મુદ્રાનો હિન્દુ સંસ્કૃતિમાં જન્મ થયો. ગંગાના પ્રવાહમાં ભરેલા રેતીના કણોની જેમ અહીં એકબીજામાં સાદૃશ્ય અને અભેદ જ વધારે દેખાય છે. જીવનની સતત પરિચાલિત ગતિ પણ એ જ લક્ષ્ય તરફ પ્રગતિ કરતી ચાલે છે

❁

# શબ્દસૂચિ

❖